# રજીસ્ટર થઈ શકે એવા દસ્તાવેજ.

## અરજીઓ તથા દેશી નામાની

## મસ્સોદાગીરીનું

## દર્પણ.

बनावी प्रसिद्ध करनार

જોશી ભવાનીશંકર રામેશ્વર

કે આમોદની સરકારી નિશાળના મહેતાજી.



નડીયાદ

યસાગર પ્રેસમાં છાપ્યું.

---

સંવત ૧૯૩૯—સને ૧૮૮૨

---



કીમત રૂ૦-૮-૦

ાવા દસ્તાવેજ,

દશિ નામાની

ાગીનું

સદ્ધ કરનાર

નીશંકર રામેશ્વર

। ૨.૨કાર્ગી નિશાળના મેહેતાજી.



નડીયાદ

સત્યસાગર પ્રેસમાં છાપ્યું.

---

'/૨

## ગ્રંથકર્ત્તા.



### અંતર લાપિકા.

---

મનહર.

જોજે તારા તો ઘડીમાં પુરા હાલ કાળ કરે.
શીદ ભમે આડો આડો તું નિદાન હારશે
ભજ વિશ્વ પતિ દયાળો આનંદ આપે તને.
વાદ દુર કર મર્મજ્ઞ મતી સુધારશે
નીમિત્ત મુખ મધેથી જો લીજે નિયંતા નામ.
શંકા ન કરો એ દેવતા તરત તારશે
કપટ મમત વઢેર જો રાત દિન પણ
રહેશો નરકે ગરક છેવટ મારશે.।

તા૦ ૨૭ નવેંબર સન ૧૮૮૨.

---

### વિનંતિપત્ર.

આ લઘુ પુસ્તક જેઓ વિદ્વાન ગ્રહસ્થોના જોવામાં અથવા વાંચવામાં તેઓને મારી વિનંતી છે કે મારો આ ઉદ્યોગ પહેલીવારનો છે, તેથી દોષથી, મારા ટુંકા વિચારથી, વિષય ગોઠવવામાં ભુલ પડેલી હોય; તો તે ને વાંચશો એટલુંજ નહીં પરંતુ તે ભુલ સુધારવાને કે વિષય ફેરવવાને માનશો; એવી હું આશા રાખું છું અને વળી કોઇ વિદ્વાન ગ્રહસ્થે સુ- હકીકત સુધારવા વધારવા કે ફેરવવા ખુશીની સાથે હું તૈયાર છું. એથી અજાણ્યું આદમીને હરેક રીતે માહીતી મળે એવો મારો ઉદેશ છે. તા૦ ૧—૧૧—૮૨

લ૦ રા૦

ગ્રંથકર્ત્તા.

# પ્રસ્તાવના.

નામા ઠામામાં અણવાકેફને અજાણ્યા માણસોને પોતાને ફકત જોઈતુંજ નામું શીખવાની જરૂર છે, એવા માણસોના ઉપયોગમાં આવે એવું આ એક લઘુ પુસ્તક તૈયાર કર્યું છે.

કેટલાક માણસો થોડું ઘણું વાંચતાં લખતાં શીખીને નિશાળેથી ઉઠી ગએલા હોય છે. તેથી વ્યવહારમાં ચાલતા દસ્તાવેજ તથા વારંવાર જરૂર પડતી અરજીઓ લખવાની, તથા ઘર સબંધી નામુ રાખવાની, બાબતમાં બિલકુલ અજાણ્યા રહે છે; તેમાં વળી વિશેષે કરીને ગામડાના લોકો તો હજારો રૂપિઆની વરસ દહાડે આવક જાવક છતાં પણ તેનું બરાબર રીતે નામું લખી જાણતા નથી. તેવા સઘળા માણસોને હમેશના ઉપયોગમાં આવે એવું આ એક અગત્યનું પુસ્તક છે.

આ ચોપડીનાંના ૧ લા પ્રકરણમાં સમાએલી બાબતોનો સંગ્રહ કરવાની મતલબ એ છે જે કાગળ પત્ર વિગરે ગૃહવ્યવહારોપયોગી બાબત લેખાવળીમાં યથાસ્થિત અર્થની સમજુતી સાથે આપેલી છે. તેથી અત્રે તેની કંઈ જરૂર નથી; પરંતુ કેટલાક દસ્તાવેજો રજીસ્ટર કરાવવા પડે છે તે વખતે લેખાવળી પ્રમાણે લખીને લઈ જઈએ તો રજીસ્ટર થતા નથી. માટે તે દસ્તાવેજો લોકોને હાલ જે રીત ચાલે છે તે રીતના નમુનાનો અત્રે સંગ્રહ કર્યો છે.

પ્રકરણ ૨ જામાં તથા ૩ જામાં કેટલીક વખત ફોજદારીમાં તથા રૈન્યુ કામ બાબત, અથવા બીજા કાંઈ કામને અર્થે મામલતદારની કચેરીમાં, થવા કલેકટર સાહેબની હજુરમાં અરજીઓ કરવી પડે છે. તેવા નમુનાનો ગ્રહ કરીને આ પુસ્તકમં મુકયોછે. તેમાં કેટલીક અરજીઓ તો યોગાગે ક તે, મારા જોવામા આવેલી તેવી નકલો એકઠી કરીને તેમાં કરવા જેવો ફેરફાર કરી અત્રે દાખલ કરી છે.

પ્રકરણ ૪ થામાં દેશી નામું લખવાને સારી રીતે સમજણ માટે એવી ગોઠવણ કરવામાં આવી છે કે દુકાનદાર, ગૃહસ્થ, તથા સા[illegible] ણસને અનુસરતા ચોથ પ્રશ્ન ઉત્પન્ન કરીને તેમાંના ફકત બે ચાર પ્રશ્ન ઉપર ઉતારી તેના ઉત્તર તરીકે જોડેના બીજા પૃષ્ટ ઉપર જમે ખર્ચ કુ દિવસની સિલિક કાઢી બતાવી છે. ત્યાર પછી બીજા મહીનામાં એક દ મેળ દેશીને ઉપર પ્રમાણે સિલિક કાઢી બતાવીછે એ રીતે બારે માસ પૂરા તે ઉપરથી પાડેલાં ખાતાંનો વિસ્તારથી સમજુતી આપી છે. તેના ઉપરથી જવહી બનાવી તેમાં જુદા જુદા પ્રકારનાં વ્યાજ કાઢવાની સમજુતી આ વ્યાજ કાઢી બતાવ્યાં છે.

ભ૦ સુ૦

## પ્રકરણ ૩ જું.

### દીવાની કોરટમાં કરવાની અરજીઓ.



## પ્રકરણ ૪ થું.

### દેશિનામા બાબત.

# અર્પણપત્રિકા.

## ગિતિ છંદ.

છો લઘુપણના સંગી. શો ઉપકાર કરૂં પ્રિય હું તમને
ટાણું શુભ આ સારૂ, મેળવીઉ જગ કરતાએજ મને
લાભ લઇ મેં તેનો. સ્વહસ્તથી આ લઘુ પુસ્તક કરીયું
લઇ અંતરમાં પ્રીતિ, રંજન થઇ અર્પણુ તનને ધરીયું
ભુલાય નહી ગુણ એવા, ભીતર કોરી રહ્યા હૃદય મારે
લાગટ રહેવા નામો, ખ્વાએશ ધરી મેં કર્મ કરયું આરે
ભાવે અર્પું આજે, ભાવ ધરીને સ્વીકાર શો બાઇ
ઇશ્વરને કરૂ સ્તુતિ જે, ઇચ્છીત ફળ તમને દેશે સુખદાઇ

ભ० રા०

ગ્રંથકર્તા.

# પ્રકરણ ૧ લું

## અંગાઉ ખત.

સંવત ૧૯૩૮ ના જેઠ શુદી ૮ તા. ૨૯ મે સંને ૧૮૮૨ ને દીને કરણે આમોદના રહેવાસી શા. નરોતમ હરજીવનદાસ જોગ લી૦ આમોદ તા૦ લુકાનું ગામ મોજે ધમણાદના રૈહેવાસી ગરાસીઆ વજેસંગ રતનસંગ હસ્તાન અખેરાણુ દત્તાન જત અંગ ઉધારે રૂા. ૧૦૦ ) અંકે સો પોલોલીયાં સરકાર ચલણી નગદી રોકડા લીધા તે દેવા. એ રૂપીઆનું વ્યાજ માસે ૧) થત ૧ તેરીખ ટકો ાા અંકે આના આઠ લેખે ચડે ને દીવાળી બાકી તથા અધિક માસના વ્યાજ સાથે ગણીને ઉપર લખેલા રૂપીઆ વ્યાજ સાથે જ્યારે તમો માગો ત્યારે આપુ સહી † એ રૂપીઆ મારો માલ મીલકતથી તથા વાલી વારસોંથી પુરા કરી લેવાને તમે માલિક મુખનીવારછો એ લખ્યું કબુલ મંજુરછે.

અત્ર ———————— મતુ અત્ર ———————— સાખ

## ખાંધાનું ખત.

સંવત ૧૯૩૮ ના જેઠ વદી ૮ તા૰ ૧૦ જુન સને ૧૮૮૨ ના દાને આમોદ તાલુકાનું ગામ મોજે સરભાણના રહેવાસી પટેલ મોરાર નથુ જોગ લી. મોજે મચકુરના કુંભાર હરખા રગુછોડ હસ્તાન અખેરાગુ દત્તાનજત રૂા. ૬૦ અંકે સાઠ સરકાર ચલણી પોળીઆં બાબતે પાછલા ખતનો હીસાબ સમજી બાકી કાઢ્યા તે દેવા એ રૂપીઆ ભરવાનાં ખાંધાં બાંધ્યાં છે તેનો વીગત નીચે પ્રમાણે

૧૦, ચાલની સાલના જેઠ વદી ૧૨ ૧૦)ચાલતી સાલના ભાદરવા વદ ૧૨

૧૦) ચાલતી સાલના અસાડ વદી ૧૨ ૧૦) ચાલની સાલના આસો વદ ૧૨

૧૦) ચાલતી સાલના શ્રાવણ વદ ૧૨ ૧૦) અંકે દસ સંવત ૧૯૩૯ ના કારતક વદી ૧૨

———

૬૦

ઉપર પ્રમાણેની વીગતનાં ખાંધાં નંગ છ બાંધ્યાં છે તેના વાયદાસર રૂ-

---

† જો જામીન કોઈ થયો હોય તો નીચે પ્રમાણે લખવું.

એ રૂપીઆ ભરે ભરવાના જામીન મોજે કેરવાડાના રહેવાસી પા. અ ચ થયો છે તે ઉપર લખેલા રૂપીઆ વ્યાજ સાથે ભરે યા ભરાવે ત્યારે છુટે સહી. એ રૂપીઆ અમો એકમતે તથા એકજતે ભરીએ સહી એ રૂપીઆ અમારી બંનેની મુલ મીલકતથી તથા વાલી વારસોથી પુરા કરી લેવાને તમે માલીક મુખ્તિયાર છો એ લખ્યું કબુલ મંજુર છે.

પીઆ ભરી ખાંધાં છ મળી કુલ રૂ. ૧૦) ભરૂ સહી જો કદાપી વાઅદા ચુકુ અથવા ખાંધુ અટકે તો એ રૂપીઆનું વ્યાજ માસે ૧) સત ૧) તેરીખ ટકા ૧) અંકે એક લેખે ચડે તે દીવાળી બાકી તથા અધીક માસના વ્યાજ સાથે ગણીને આપુ સહી એ લખ્યું કબુલ મંજુર છે.

અત્ર ______________ મતુ અત્ર ______________ સાખ

## સાનનો દસ્તાવેજ.

સંવત ૧૯૩૮ ના જેઠ વદી ૮ તા૦ ૧૦ જુન સન ૧૮૮૨ ને દીને અંકલેશ્વર તાલુકાનું ગામ મોજે સુણેવકલ્લાના પા. માધવરામ હરીકસન જોગ લી. મોજે સીસોદરા તાલુકે અંકલેશ્વરના રહેવાસી પા. હીમતરાયજી હસ્તાન અખેરાણુ દત્તાનજત રૂ. ૨૫) અંકે પચીસ સરકાર ચલણી પોલીઆં રોકડા લીધા છે તે દેશો એ રૂપીઆનું વ્યાજ માસે ૧) શત ૧) તરીખ ટકો ૦ાા અંકે આના આઠ લેખે ચડે તે દોવાળી બાકી તથા અધીક માસ આવે તે સુધાં ગણી આપીએ એ રૂપીઆને પેટે મારી ભેંસ નંગ ૧] સાનમાં લખી આપી છે તેની નીશાનીની વીગત રંગે ભુરી કપાળમાં ધોળો ટીલો તથા પગ ચાર ખરી આગળથી ધોળા તથા એક સીંગડું ખાંડુ છે.

એવા ચિન્હની ભેંસ નંગ એક ઉપર લખેલા રૂપીઆને પેટે સાનમાં લખી આપી છે તે જ્યારે આ ખતમાં લખેલા રૂપીઆ વ્યાજ સાથે તમને ભરી પુરીને પોચે ત્યારે ઉપર લખેલી ભેંસ સાનમાંથો છુટે સહી, જ્યાં લગણ તમારા રૂપીઆ બાકીછે ત્યાં લગણ એ ભેંસ મારાથી વેચી કે બીજી રીતે કાઇને આપી શકાય નહીં. કદાપી ભેંસને કજા ઇલાજ થાય તો તેની સીગોટી અમો બતાવી એ સહી. એ લખ્યું કબુલ મંજુર છે.

અત્ર ______________ મતુ તત્ર ______________ સાખ

## રજીષ્ટર કરાવવાના દસ્તાવેજ લખતી વખતે યાદ રાખવાની સુચના.

૧—કોઇ પણ દસ્તાવેજ લખતી વખતે દસ્તાવેજનાં નામ (જેમ ચોપડીમાં વેચાણનો, ગીરોનો વિગરે નામ લખ્યાં છે તેમ) તેમ લખવાં નહીં.

૨—દસ્તાવેજને મથાળે આંગળ પાંચને સુમારે જગા ખાલી રાખવી.

૩—અંદર બનતા સુધી ભુલ આવવા દેવી નહીં કદાપિ કોઇ અક્ષર ભુલ થવાથી વધારવો ઘટાડવો પડે તો તે વધારી ઘટાડી દસ્તાવેજની મતલબ લખી રહ્યા પછી નીચે જણાવવું કે ફલાણી લીટીમાં આટલા અક્ષર વધાર્યા છે કે ચેહેરી નાંખ્યા છે તે લખતી વખતના છે. અને ચેહેરેલા અક્ષરનો આ–

ગળ મતુ કરનારના નામનો પેહેલો અક્ષર 'અને એહેરેલા અક્ષરની પાછળ તેના બાપના નામનો પેહેલો અક્ષર લખાવવા મતલબ ત્યાં નિશાન કરાવવું'

## ધરેણી (ગીરો)ઉ ખત.

(ખત લખતી વખતે દ-
સ્તાવેજનું નામ લખવું નહીં)

સંવત ૧૯૩૮ ના અસાડ વદી ૧૪ ને વાર શુકર તા૦ ૧૪ જુલાઇ સન ૧૮૮૨ ને દિને આમોદ પરગણાનું ગામ મોજે દોરાના રેહેવાસી પા. ઝવેર ઇશ્વર જાતે લેવા પાટીદાર ધંધો ખેતીનો જોગ લા. મજકુર પરગણાનું ગામ મોજે સરભાણના રહેવાસી પા. મેઘજી માધવજી જાતે લેવા પાટીદાર ધંધો ખેતીનો હસ્તાક્ષ અખેરાણુ દત્તાનજત રૂ. ૨૯૯) અંકે બસેને નવાણું સરકાર ચલણી પોહોળીઆં નગદ રોકડા અમોએ આજ રોજ તમારી પાસેથી લીધા છે તે દેવા. તેના પેટામાં અમારી જમીન અમારી માલીકીની તથા અમારા કબજા ભોગવટાની કે જે જીલ્લે ભરૂચ તાલુકે આમોદનું ગામ મોજે દોરાની સીમ મધેની હાલ સરકારમાં અમારે નામે ચાલે છે તે તમોને ગીરો લખી આપી છે તેની વિગત નીચે પ્રમાણે.

૨-૨૦ સરવે નંબર ૧૦૨ એકર ૨-૨૦ ગુંઠા કીત્તે ટીંબીવાળું તેની ઉત્તરે પા. વાઘજી રાયજીનું ખેતર નંબર ૧૦૩ નું છે. દક્ષિણે પા. ગોકળ ઝવેરનું ખેતર નંબર ૫૨ નું છે પુર્વે સેખ વીઠલ વસ્તાનું નંબર ૨૨૨ નું ખેતર છે આથમણી બાજુએ પા. ધનદાસ હાથીભાઇનું ખેતર છે.

૧-૧૫ સરવે નંબર ૨૪૫ નું ખેતર એકર ૧-૧૫ ગુંઠા કીત્તે ધમણાદીઠ એની ઉત્તરે પા. ઓધવ વસનનું ખેતર છે દક્ષિણે પા. બેચર ગોરધરનું ખેતર છે પુર્વે પા. પરસોતમ ઓધવનું ખેતર છે પશ્ચિમે પા. જીભાઇ બેહેચરનું ખેતર છે,

---
૩-૩૫

ઉપર પ્રમાણે ખેતર નંગ બે મળીને કુલ જમીન એકર ત્રણને પાંતરીસ ગુંઠા છે તે ઉપર લખેલા રૂ. ૨૯૯) ના અવેજમાં આ દસ્તાવેજથી તમોને ગીરો લખી આપી તમોને કબજે આપી છે તે જ્યારે અમો અથવા અમારા વાલી વારસ તમોને ઉપર લખેલા રૂપીઆ ભરીપુરોને જ્યારે આપીએ ત્યારે ઉપર લખેલી જમીન અમારે કબજે આપો સહી જ્યાં સુધી તમારા રૂપીઆ અમો આપીએ નહીં ત્યાં સુધી એ જમીનને અમારે લાગે વળગે નહીં.

ઉપર લખેલા રૂપીઆનું વ્યાજ તમો અમારી પાસે માગો નહીં ને સદરહું જમીનનું દાણ અમો તમારી પાસે માગીએ નહીં પરંતુ સરકારનું લવાજમ ભરવાનું તમારે શીર છે. એ લખ્યું કબુલ મંજુર છે.

અત્ર ——— મતુ અત્ર ——— સાખ

## વેચાણ દસ્તાવેજ.

(દસ્તાવેજ લખતી વખત
નામ લખવું નહીં)

સંવત ૧૯૩૮ ના અસાડ વદી ૧૪ ને વાર શુકર તા૦ ૧૪ મા જુલાઈ સન ૧૮૮૨ ને દિને આમોદ તાલુકાનું ગામ મોજે દોરાના રેહેવાશી પા. કાના કુંવરજી જાતે લેવા કણબી ધંધો ખેતીનો જોગ લા. વડોદરા સંસ્થાનના ચોરંદા તાલુકાનું ગામ મોજે કુરઈના રેહેવાસી પા. ગુલાબ રણછોડ તથા વીઠલ રણછોડ જાતે સેખ ધંધો ખેતીનો હસ્તાન અખેરાણુદત્તાનજત રૂ. ૪૫૦) અંકે ચારસેને ૫ ચાસ સરકાર ચલણી પોળીઆં દેવા બાબતે રૂ. ૩૦૦] અંકે ત્રણસેં અમોએ તમારી પાસેથી આજ રોજ રોકડા લીધા છે તથા સંવત ૧૯૩૦ ના પોસ વદી ૮ ની મિતીના ગીરોના દસ્તાવેજથી તમો અમારી પાસે માગતા હતા તે રૂપીઆ ૧૫૦] અંકે દોઢસો તમારે ત્યાં બેઠા રાખ્યા એ રીતે ઉપર લખેલા રૂપીઆ ચારસેં પચાસના અવેજમાં અમારૂ ઘર વડોદરા સંસ્થાનના ચોરંદા તાલુકાનું ગામ મોજે કુરઈ મધેનું મોટા ફળીઆમાં આવેલું છે તે અમોએ તમોને વેચાણ આપ્યું છે તેનાં હદ નિશાન નીચે પ્રમાણે—

૧ ઘર એક જમીન ધમલા સાથેનું પુર્વ પશ્ચિમ બાંધેલું છે તે પાછલા વાડાથી તે આગલા ચોક સુધી લાંબુ દરજીના ગજ ૨૮ તથા પહોળું ગજ ૧૫ છે તેની ઉત્તર દિશાએ પા. નારણ [જાગાનું ઘર તેની રેણીનું છે ને વચેનો કરો પંત્યાળો છે દક્ષિણ દિશાએ પટેલ નાથા માવજીનું કોડીઉ ઘર છે અને [વચેનો કરો ધલાયપો છે ઉગમણી દિશાએ આગલું બારણું તથા ચોકછે તે ઉમરાથી દરજીના ગજ પાંચ ઉગમણો છે તે મુકી પા. ઝવેર રામજીનો ચોક તથા ઘર છે આથમણી દિશાએ આ ઘરનું પછીતનું બારણું સદરહુ ઘરના અંગના વાડામાં પડે છે એ વાડો બારણાથી આથમણો ગજ ૪ છે તે મુકી પેસી પાસે પા. ઓધવ જેઠાનું ઘર છે.

એવી વીગતનું ઘર એક જમીન ઇમલા તથા વાડા તથા ઓક તથા મેડા મથાળા સાથે હેઠળથી ઉપર સુધી ઉપર લખેલા રૂ ૪૫૦]ના અવેજમાં યાવત ચંદ્ર દિવાકર તપે ત્યાં સુધી વેચાણુ લખી આપીને આજથી તમને કબજે આપ્યું છે હવેથી એ ઘર ઉપર અમારો તથા અમારા વાલી વારસોનો દરદાવો પાહોચે નહીં.

એ ઘરને તમે વાપરો, ભોગવો, વેચાણુ કે ગીરો આપો કે એ ઘર વિશે તમે ફાવે તેમ કરવાને માલીક મુકતીઆર છો એ ઘરને કાંઇ હેરો હરકત થાય તો ઉપર લખેલા રૂપીઆનો અમો તથા અમારા વાલી વારસોમાં જે કોઇ હોય તે જવાબ દઇએ સહી. આ દસ્તાવેજ અમો અમારી રાજી ખુશીથી તથા અકલ હોંશિઆરીથી તથા બીન કેફમાં લખી આપ્યો છે તે કબુલ મંજુર છે.

અત્ર ______ મતુ અત્ર ______ સાખ

## ભાડા ચીઠી.

સંવત ૧૯૩૮ ના અસાડ વદી ૧૪ તા૦ ૧૪ મી જુલાઇ સન ૧૮૮૨ ને દિને કસ્બે આમોદનો રહેવાશી શા. વીરચંદ વેણીચંદ જોગ લા. કસ્બે મજકુરનો રેહેવાશી શા. દામોદર નરોતમ જત આમોદ મધે આમલી ફળીઆમાં મોટાભાઇની ખડકી મધેનું ઘર એક તમારૂ અમોએ વરસ ૧ એકની મુદત સુધી ભાડે રાખ્યું છે. તેની વિગત.

ઘર એક મેડા તથા વાડા સાથેનું તેની ઉતરે શા. રૂપજી કલાણનું ઘર છે દક્ષિણે શા. અ બ નું ઘર છે ઉગમણે આગલું બારણું છે આથમણે સદરહુ ઘરના અંગનો વાડો મુકી પેલી પાસ શા. કેવળ કાળાનું ઘર છે.

એવી વીગતનું ઘર તમારૂ અમોએ ભાડે રાખ્યું છે તેનું ભાડું માસ એકનો રૂપિઓ દોઢ અંકે આના ચોવીસ આપવા ઠરાવ્યા છે. તે દરમાસ પુરો થયે આપું સહી ચળામણી તથા નળીઆંની ખોટ તમારે શીર છે વરસ પુરૂ થયે તમારી મને રાખવાની ખુશી હશે તો હું રહીશ અને ખુશી નહીં હોય તો ખાલી કરી તમારે હવાલે કરીશ એ લખ્યું કબુલ મંજુર છે.

અત્ર ______ મતુ અત્ર ______ સાખ

## ગણોતનામુ એકસાલી.

સંવત ૧૯૩૮ ના જેઠ વદી ૧૦ તા૦ ૧૧મી જુને સન ૧૮૮૨ ને દિને

હાંસોટ તાલુકાનું ગામ મોજે મુણવકલાના રહેવાશી પા. માધવરામ હરીકરન જોગ લા. મોજે મજકુરના રહેવાસી કોળી લાલા કાળા જત અમોએ તમારૂ ખેતર મોજે મજકુરની સીમમાં નામે ખદનીયું સરવે નંબર ૪૨૧ નું એકર ૪-૧૫ ગુંઠા કે જે હાલ તમારા કબજા ભોગવટામાં છે અને સરકારી દફતરે તમારે નામે ચાલેછે તે સંવત ૧૯૩૯ ની ફસલ ઉપર એક સાલી ગણોતે ખેડવા સારૂ રાખ્યુ છે તેના ઉધડ ગણોતના રૂ. ૪૦] અંકે ચાલીસ સરકાર ચલણી પોળીઆં આપવા ઠરાવ્યા છે તે ભરવાનો વાયદો સંવત ૧૯૩૯ ના ફાગણ સુદી ૨ નો કર્યો છે તે વાયદાસર રૂ. ભરૂં સહી વાયદો ચુકુ તો એ રૂપીઆનું વ્યાજ માસ ૧ સત ૧ તેરીખ ટકો ૦ાા અંકે પોણો લેખે ચડે તે દીવાળી બાકી તથા અધીક માસના વ્યાજ સાથે ભરૂં સહી

એ ખેતર મારાથી ન ખેડી શકાય અને પડ્યું રહે તો પણ ઉપર લખેલા રૂપીઆ વાયદાસર ભરૂં સહી એ જમીનમાંથી કરાંઠી, ખુંપરા, વગરે સાફ કરી સંવત ૧૯૩૯ ના વૈશાખ સુદી ૨ નો અવલ તમારે કબજે આપું સહી એ લખ્યું કબુલ મંજુર છે.

અત્ર ________________ સહી અત્ર ________________ સાખ

## એકથી વધારે સાલનું ગણોત.

સંવત ૧૯૩૮ ના જેઠ વદી ૧૦ તા૦ ૧૧ મી જુન સન ૧૮૮૨ ને દીને નડીઆદ તાલુકાનું ગામ મોજે ચકલાસીના રૈહેવાસી પા. હીરજી ધીરજી જોગ લા. મોજે મજકુરના રેહેવાસી પા. વાઘજી માનજી જત અમોએ તમારી જમીન મોજે મઁચકુરની સીમની અમોએ ગણોતે ખેડવા રાખી છે તેની વિગત.

| સરવે નંબર | એકર ગુંઠા. |
|---|---|
| ૨૦૨ | ૫-૫ |
| ૩૦૪ | ૪-૮ |
| ૨ | ૯-૧૩ |

ઉપર પ્રમાણે કુલ નંબર બે મળીને જમીન કુલ એકર નવ ને તેર ગુંઠા કે જે હાલ તમારા કબજા ભોગવટામાં છે અને સરકારી દફતરે તમારે નામે ચાલે છે તે અમોએ સંવત ૧૯૩૮ ના જેઠ વદી ૧૦ થી તે સંવત ૧૯૪૩ ના વૈશાક સુદી ૨ સુધી સાલ પાંચ ગણોતે ખેડવા સારૂ રાખી છે તેનું ગણોત સાલ ૧ એકના ઉધડ રૂપીઆ ૯૫) અંકે પંચાણું પોળીઆં સરકાર ચલણી આપવા ઠરાવ્યા છે તે વરસો વરસ ચડે મઢા દરેક સાલના ફાગણ સુદી ૨ જે તે

માને આપીએ સહી કદાપી કોઇ સાલના રૂપીઆ અટકે તો વાયદાની મીતીથી એ રૂપીઆનું વ્યાજ માસ ૧ થત એક તરીખ ટકો ૧ અંકે એક લેખે ચડે તે દીવાળી બાકી તથા અધીક માસના વ્યાજ સાથે ગણીને આપીએ સહી.

એ જમીન હું ખેડું, ખેડાવું. યા વાસેલ રાખું તો પણ ઉપર લખેલા રૂપીઆ વાયદાસર ભરૂં સહી એ જમીનમાં સરકારના ઠરાવ પ્રમાણે બાગ, શેડી, વીગરે કરવું પડે તે કરૂં સહી અને સરકારનું લવાજમ ભરવાનું તમારે શીર છે.

સદરહુ જમીનમાંથી કરાંઠી ઝુંપરા વગેરે સાફ કરી સંવત ૧૯૪૩ ના વૈશાખ સુદી ૨ જે વગર હરકતે તમારે હવાલે કરૂં સહી કબજે આપતાં હરકત કરૂં તો તે કબજે લેતાં તમોને જે નુકશાન યા ખરચ થાય તે હું આપુ સહી એ લખ્યું કબુલ મંજુર છે.

અત્ર ______ મતુ તત્ર ______ સાખ

## બક્ષીસનો દસ્તાવેજ.

સંવત ૧૯૩૮ ના જેઠ વદી ૧૦ તારીખ ૧૧ મી જુન સને ૧૮૮૨ ને દીને મોજે સુણેવકલ્લા તાલુકે અંકલેશ્વરના રહેવાસી પા. ભગુભાઇ કેસવ જોગ લી. મોજે રાયમા તાલુકે અંકલેશ્વરના રહેવાસી પા. હરીરામ નંદરાજ જત તમો અમારા સગા ભાણેજ થાઓ છો તેથી મારૂં ભરણ પોષણ તથા ચાકરી કરવાને પેટે નીચે લખેલી મારી મોલકતો મારી માલકીપણાના કબજા ભોગવટાની જીલ્લે ભરૂચ તાલુકે અંકલેશ્વર પેટા મહાલ હાંસોટનું ગામ મોજે રાયમા ગામ મધ્યેની તમોને બક્ષીસ લખી આપી છે તેની વીગત.

૮–૩ સરવે નંબર ૨૦ નું ખેતર નામે ખારીયું એકર ૮–૩ ગુંઠા એની ઉત્તરે પા. માધરામ નરસઇનું નંબર ૪૨ નું ખેતર છે દક્ષિણે રાયમેથી સુણેવ જવાની નેળ છે પૂર્વે પા. જગજીવન બાપુ નું નં. ૪૯ નુ ખેતર છે પશ્ચિમે अ ब નું નંબર ૪૫ નું ખેતર છે

૫–૮ સરવે નંબર ૩૫ નું ખેતર નામે ખોડો સમડો એકર ૫–૮ ગુંઠા એની ઉતરે પા. જીવરામ વણારસીનું નંબર ૫૬ નું ખેતર છે. દક્ષિણે પા. अ ब નું નંબર ૬૦ નું ખેતર છે. પૂર્વે પા. क ड નું નંબર ૪૦ નું ખેતર છે પશ્ચિમે પા. फ इ નું નંબર ૭૦ નું ખેતર છે

૧૩–૧૧

ઘર ૧ એક જમીન ઇમલો તથા વાડા સાથે બ્રાહ્મણ ફળી મધેનું ઉ-

તર દક્ષિણ બાંધેલું એની ચતુર દીશાની વીગત એની ઉગમણે પા. પરસો-તમ જદુરામનું ઘર તેના વાપર છે આથમણે પા. અ બ નું ઘર કોડીયું છે બંને બાજુના કરા ફેલાયેલા છે. દક્ષિણે સદરહુ ઘરનું આગલું બારણું છે તે મુકીને એ ઘરના અંગના ચોક ઉમરાથી ગજ ૪ છે તથા ઉતરે એ ઘરનું પાછલું બારણું વાડામાં નીકળવાનું છે તે મુકી ઘરના અંગનો વાડો ઉમરાથી ગજ ત્રણ છે તે વાડો મુકી પેલી પાસ કોળી કાંના ઓધવની ખુલ્લી પડતર જમીન છે એ ઘર ઉતર દક્ષિણ લાંબુ ચોક તથા વાડા સાથે ગજ ૨૯ છે તથા પુર્વ પશ્ચિમપોહોળું ગજ ૧૮ છે સધળી ભરતગો દરજી ગજે કરી છે.

એની વિગતના કુલ નંબર બે મળીને જમીન એકર તેરને અગીઆર ગુંઠા તથા ઘર એક મળીને કુલ ઉપર લખેલી મીલકતો રૂા. ૯૯૯) અંકે નવસેં નવાણુની આજ રોજ તમોને બક્ષિસ લખી આપી તમારે કબજે આપી છે માટે હવેથી એ સર્વે મીલકતના માલીક મુકિતઆર તમે તથા તમારા વંશ વારસો છે તે યાવતચંદ્ર દીવાકર તપે ત્યાં સુધી ઉપર લખેલી જમીન ખેડો, ખેડાવો તથા ઘરને વાપરો અથવા ભોગવો અથવા તમામ મિલકત વેચો સાટો કીંવા તમારી નજરમાં આવે તેમ એ મીલકત વિશે કરો તે સર્વે વાતે તમે હવેથી માલીક મુકિતઆર છો પરંતુ હું જીવું ત્યાં સુધી મારૂં પાલણુ તથા ચાકરી કરવી અને મારૂં મરણ થયે મારી ઉત્તરક્રીયા નાતના શિરસ્તા પ્રમાણે કરવી હવેથી એ મીલકતની ઉપર અમારો તથા તમારા સિવાય બીજા કોઇ સગાનો દરદાવો પોચે નહીં સબબ તમારા સિવાય મારો બીજો કોઇ નજીકનો સગો નથી અને કોઇ કદાપિ દાવો કરે તો તે રદ છે.

ઉપર લખેલી જમીન તમો તમારે ખાતે કરાવી લેશો તેમાં અમે કબુલત આપીશું આ દસ્તાવેજ મેં મારી રાજી ખુશીથી તથા અક્કલ હોશિઆરીથી તથા બીન કેફમાં લખી આપ્યો છે તે કબુલ મંજુર છે.

અત્ર ——————— મતુ ——— અલ ——————— સાખ

## વસીયતનામું.

સંવત ૧૯૩૮ ના જેઠ વદી ૧૧ તા. ૧૨ મી જુન સને ૧૮૮૨ ને દીને હું પા. મોરારજી માધવરામ જ્ઞાતે મજોદરા બ્રાહ્મણ ઉમર વરસ ૭૦ નો ધંધો ખેતીનો રહેવાસી અંકલેશ્વર તાલુકાનું ગામ મોજે ગોડાદ્રાનો તે આ દેહ ક્ષણ ભંગુર છે અને મારા દેહનો મને ભરોસો પડતો નથી અને હાલ મને સારી રીતે સાવચેતી છે માટે આગળથી મારી માલ મીલકનું વસીયતનામું કરું

મુકું છું તેની મતલબ એ છે કે પછવાડેથી તકરાર પડે નહીં મારી મીલકતનો આંકડો હાલ નીચે મુજબ છે.

૫૦૦ ઘર એક રહેવાનું મોજે ગોડાદરામાં બ્રાહ્મણ ફળી મધે પા. જેશંકર હરગુરામની જોડેનું તેની કીંમત આશરે રૂપીઆ ૫૦૦ અંકે પાંચસે.

૧૦૦ ઘર એક કોઢાયું મોજે ગોડાદરામાં ભીલવાડા નજીક ભીલ જગતીઆ ભગલાના ઘરની જોડે તેની કીંમત આશરે રૂપીઆ ૧૦૦ સો.

૨૭૫ ગાડું તથા બળદની જોડ ૧ એક મળીને કીંમત આશરે ૨૭૫ પોણી ત્રણસેં.

૭૦૦ ઘરેણું મારૂં તેની જુદી યાદી કરી તેની ઉપર મેં સહી કરી આપી છે તે મુજબ કીંમત ૭૦૦ સાતસેં.

૧૦૦૦ ઘરનો પરચુરણ સામાન પેટી પટારા વાસણ કુસણ લુગડાંલતાં વિગરે જંગમ મીલકત સઘળી મળીને કુલ કીંમત આશરે રૂપીઆ ૧૦૦૦ હજાર એકની

૨૦૦૦ ખેતરાં નંબર ૪૫, ૫૭, ૫૯, ૬૫ એના અનુક્રમે એકર ૬-૫) ૩-૪) ૫-૮ ) ૬-૧૧ ) એ રીત કુલ નંબર ચાર મળી એકર ૧૯ ને ૨૮ ગુંઠા મોજે ગોડાદરાની સીમના કે જે સરકારી દફતરે મારે નામે ચાલે છે તે તેની કીંમત આશરે રૂા. ૨૦૦૦ બે હજારની.

૪૦૦૦ રસીદની ટીકેટ વાળા ખાતાં તથા ખત મળીને નંગ ૭૫ છે તેના સર્વે મળીને રૂપીઆ ૪૦૦૦ લેણા છે.

૨૦૦૦ ભરૂચ વાળા મોરેસસ કુંપનીના જીનમાં મારો અર્ધાઆનો ભાગ છે તે.

૦ રોકડા છે

૧૪૫૭૫

ઉપર લખ્યા પ્રમાણે મારી સર્વે પુંજી રૂપીઆ ૧૪૫૭૫ ની છે તેની વ્યવસ્થા નીચે મુજબ કરૂં છું.

...મારા નાતના ચાર સારા ગૃહસ્થ નામે પા. જીવરામ વાણારસી તથા પા. પરસોતમ જદુરામ તથા પા. માધવરામ હરીકૃષ્ન તથા પા. બાપુ કેશવ એમના ઉપર મારો પુરો ભરોસો છે માટે તેમને પંચ ઠરાવ્યા છે તેમની સલાહ લઈને મારો નાનો ભાઈ નામે રાજારામ માધવરામ કામ ચલાવે.

...મને કજારજા થાય તો નીચે મુજબ મારી મીલકતની વ્યવસ્થા કરવી.

...૦૦ મારી સ્ત્રીના કબજામાં આપવાના તે.

૬૦૦ ઘર રહેવાનું તથા કોઢીયું મળીને.

૧૦૦૦ પરચુરણ સામાન જંગમ મીલકત સઘળી.

૪૦૦૦ ખત ખાતાં વિગરેની મારા ભાઇ તથા પંચોએ મળીને ઉઘરાણી કરી મારી સ્ત્રીના કબજામાં વ્યાજ સાથે આપવા.

૫૦૦ રોકડામાંથી આપવા.

૭૦૦ ઘરાણું જે યાદીમાં બતાવ્યું છે તે સઘળું.

૬૮૦૦

૧૫૦૦) ઉત્તર ક્રિયા કરવામાં વરસ દહાડા સુધીની.

૧૦૦૦) જયાં સારા બંદોબસ્ત વાળું સદાવ્રત ચાલતું હોય તેમાં જમે કરાવવા.

૧૦૦૦) મચકુર ગામ તળાવને આરો નથી માટે સારો છોબંધ આરો બંધાવવો.

૨૭૫) ગાડું તથા બળદની જોડ ૧ એક મારી બેનના દીકરા મથુર જીવણજીને આપવું.

૨૦૦૦) ખેતરો મારે નામે ચાલતા નંબર ૪) તે આ વસીયતનામાના પંચોની અનુમતે વહીવટ કરનાર મારા ભાઇ રાજારામ માધવરામને આપવાં ને તેમને ખાતે કરાવવાને મારી સ્ત્રીએ કબુલત આપવી ને ન આપે તો પણ મારા ભાઇને નામે થાય.

૨૦૦૦) ભરૂચની માઇસસ કુંપનીના જીન પૈકીનો ભાગ મારી બાર માસની સરાવવા વિગરેની ક્રિયા મારા મોટાભાઇનો દીકરો જગજીવન બાપુ કરે તેના પેટામાં તેને આપવો

૧૪૫૭૫

ઉપર પ્રમાણે સર્વ હકીકત લખ્યા પ્રમાણે એ વ્યવસ્થા મારો ભાઇ કરે અને તેણે ચોખો હિસાબ રાખી તેના ઉપર ઠરાવેલા પંચોને દેખાડી તેના ઉપર તેમની સહી લેવી અને ઉપર જણાવેલી જે આપવાની રકમ કહી છે તે રકમ મારી ધણીઆણીને પણ બરાબર રીતે સાંપવી તેમાં કાંઇ હરકત કરવી નહીં.

## ફારગતી.

સંવત ૧૯૩૮ ના જેઠ વદી ૧૨ તા. ૧૩ મી જુન સને ૧૮૮૨ ને દીને મોજે દારા તાલુકે આમોદના રેહેવાશી પા. બેચર લીકમ જોગ લી૰ મેં જે મજકુરના રહેવાશી પા. જીભાઇ બેચર જત અમારૂ તમારી પાસે જે લેણું ગીરોના ખતથી તથા બીજાં અંગાઉ ખતથી તથા ખાતાની રૂઇથી જે હતું તે સઘળું આજ સુધીનું ભરી પુરીને અમોને પોહોચ્યું છે હવેથી તમારે અમારે કંઇ પણ જાતનું લેણું દેણું રહ્યું નથી માટે તેની મેં મારી રાજી ખુશીથી તથા અક્કલ હોશિઆરીથી આ ફારગતી લખી આપી છે તે કબુલ મંજુર છે

## ૧૫ રસીદ.

આમોદ તાલુકાનું ગામ મોજે દોરાના પોલીસ પટેલ ઈશ્વર જીજીભાઈ જોગ લી. મોજે ધમંણાદના રેહેવાશી કુંભાર ઓધવ જેઠા જત તમોએ મારી પાસેથી તા. ૧ લી જુન સને ૧૮૮૨ ને રોજ નાળો નંગ ૨૦૦૦) બે હજાર તમારા ગામના ચોરાને માટે ખરીદ કરેલી તેની કીંમતના રૂ ૧૦) અંકે દશ મને પોહોચ્યા છે તેની આ રસીદ લખી આપી છે તે ખરી છે તા. ૧૩ મી જુન સને ૧૮૮૨.

કુંભાર ઓધવ જેઠા સહી

## ખાતુ પાડી લેવાની રીત ( નામજોગી )*

મોજે આમોદ તાલુકાનું ગામ મોજે દોરાના રેહેવાસી પા. ઈશ્વર નારણને મોજે વલણના શા. વીરચંદ ફતેહચંદે પાડી આપેલું ખાતું

---

જ ઉ

૯૯) સંવત ૧૯૩૮ના જેઠ વદી ૧૨

૯૯) અંકે નવાણું રૂપિઆ પોળીઆં સરકાર ચલણી રોકડા લઈ આ ખાતું પાડી આપ્યું છે તે કબુલ મંજુર છે.

| | | |
|---|---|---|
| | ૧ આનાના ટીકેટ | |
| ૧ શા. વીર | ચંદ ફતેચંદ સહી | દા. પોતાના |

## ઓરતને આપવાની ફારગતી.

સંવત ૧૯૩૮ ના જેઠ વદી ૮ તા૦ ૯મી જુન સને ૧૮૮૨ને દીને મોજે કેરવાડા તાલુકે આમોદના રહેવાશી પા. જીજીભાઈ ઝવેરભાઈ જોગ લી૦ મોજે કાવી તાલુકે જંબુસરના પા. વાઘજી વીઠલ જત હું મારી રાજી ખુશીથી લખી આપું છું કે મારી ઓરત નામે કંકુ મોજે કુડાહદરાના પા. મેઘજી માધવની દીકરી કે જેનો મારી સાથે ધણીઆણીનો સંબંધ હતો પરંતુ મારે અને એને નહીં બનવાના સબબથી આ ફારગતી લખી આપી ધણીઆણીનો સંબંધ તોડુ છુ.

૨. મને લગ્ન સંબંધી લાગેલો ખર્ચ આપી તમોએ મારૂં મન મનવ્યું

---

* શાહા જોગી ખાતુ એટલે ખાતુ પાડી આપનારનુંજ ફક્ત નામ આવે જેમકે પા. ફલાણા ફલાણાનું ખાતું

છે માટે તમારે એ ઓરતની સાથે કારજ કરવું હોય તો સુખેથી કરો તેમાં મારે કંઈ હરકત નથી.

૩. એ સ્ત્રીના પીયેર તરફનું જે ઘરેણું વિગરે જે કંઈ હતું તે તેની પાસે છે ને જે મારા ઘર તરફનું હતું તે મને ભરી પુરીને પહોંચ્યું છે માટે હવેથી એ ઓરત ઉપર મારો કંઈ દરદાવો કે હક પોહોચે નહીં આ ફારગતી મેં મારી રાજી ખુશીથી તથા અકલ હોશિઆરીથી તથા બીન કહેથી લખી આપી છે તે કબુલ મંજુર છે.

અત ——————— સહી અત ——————— સાખ

## ચાકરના બંદોબસ્તનું ખત.

સંવત ૧૯૩૮ ના જેઠ વદી ૯ તા. ૧૦મી જુન સને ૧૮૮૨ દીને મોજે દોરાના પા. ઈશ્વર જીજીભાઈ જોગ લી. મોજે મજકુરના ભીલ બાપજીઆ ભાણીઆ હસ્તાન અખેગજુ દત્તાન જત રૂપીઆ ૨૪ ) અંકે ચોવીસ સરકાર ચલણી પોલીઆ દેવા એ રૂપીઆ ને પેટે આજથી હું તમારે ત્યાં દર માસે રૂ. ૨) બેના પગારથી વરસ એક એટલે માસ ૧૨ સુધી ચાકર રહેવા સારૂં બંધાયેલો છું જો ઠરાવેલી મુદત અધુરી મુકી નીકળી જાઉં તો નીકળી ગયેલા પહેલાંની નોકરી કરેલીનો પગાર ઉપર મારો હક પોહોચે નહીં ને આજથી ઉપર લખેલા ચોવીસનું વ્યાજ માસે ૧] સત એક તરીખ ટકા બે લેખે ચડે તે દીવાળી બાકી તથા અધાક માસ આવે તેના વ્યાજ સહીત એ રૂપીઆ ભરૂં સહી તે નોકરી કરે કરાવ્યાના જામીન એજેના ભીલ કોયલા દેવસો થયો છે તે નોકરી કરે કરાવે અથવા રૂપીઆ ભરે ભરાવે છુટે આ ખત અમારી અકલ હુશિઆરીથી લખી આપ્યુ છે તે કબુલ છે.

અત્ર ——————— મતુ અત્ર ——————— સાખ

## કબાલો.

સંવત ૧૯૩૮ ના જેઠ વદી ૧૨ તા૰ ૧૩ મી જુન સન ૧૮૮૨ ને દિને મોજે કવીઠા તાલુકે ભરૂચના રહેવાસી પા. મોરાર ગોપાળ જોગ લા. ભરૂચ બંદરના રેહેવાસી શા ગીરધર ગંગાદાસ જત તમોને આપવાને અમોએ માલ દેવો કર્યો છે તેની વિગત.

ઘઉં કળશી ૪ હાંસોટીઆ સફાઈ દર કળશી ૧ ના રૂ. ૨૦) થી

ખાંડ કળશી ૧ સફેત મોરૂસીઆ દર મણના રૂ ૭ સાત [illegible]

એણી વિગતે માલ દેવા કર્યો છે તે સંવત ૧૯૩૮ ના અસાડ સુદી ૯ ને દિવસે અમો તમોને જોખી આપોએ ઠરાવેલી મુદતે તમે લઇ જાઓ નહીં તો તમોએ અમોને બાનાનાં આપેલા રૂ. ૧૦) અંકે દસ તમારા જાય અને જો જોખી આપવામાં અમારા તરફની કસુર થાય તો તે બાબત તમોને જે નુકશાન થાય તે અમો ભરી આપાએ સહીં.

અત્ર મતુ અત્ર સાખ

શા. ગીરધર ગંગાદાસ સહી દા. પોતાના.

## માલ મોકલ્યાનું ભરતીયું.

સ્વસ્ત શ્રી નડીઆદ મહાશુભસ્થાને શા. રણછોડ પરસોતમ જોગ શ્રી અમદાવાદથી લી. શા. વીરચંદ વછરાજના જેગોપાળ વાંચજો જત અત્રેથી તમારી વતી માલ ખરીદ કરીને તા૦ ૨૮–૫–૮૨ ને રોજ ગુડસટ્રેનમાં ચડાવ્યો છે તેનું ભરતીયું આજ કાગળમાં ઉતારી મોકલ્યું છે.

૭

૧૮૩) માલ મોકલ્યા બાબત.

૨૫॥= જગન્નાથીના તાકા નંગ બે દર રૂ ૧૨॥– લેખે

૧૪l= મલમલના તાકા નંગ બે દર રૂ. ૭≡ લેખે.

૭૨ ધોતીજોડા મોટી કોરના રેશમી નંગ ૮ દર રૂ૯) લેખે

૨૦l– છીંટના તાકા નંગ ૫ પાંચ દર રૂ ૪)– લેખે

૨૩l≡ જામદાનીનાં બેસ નંગ ૧૫ દર રૂ ૧॥– લેખે.

૨૦॥ માધરપાટના તાકા નંગ ૪ દર રૂ ૫)= લેખે.

૧૭૬l

૩l०l ટકા બે લેખે વટાવના જાય.

૧૭૨॥≡॥ બાકી નકી મુંબાઇગરા અસલ કીમત.

૧૦l ૭l ખર્ચ માલ ઉપર ચઢયો તેની વિગત.

૩l०l ગાંસડી બંધાવવા કંતરાણું. સુતળી, તથા લોઢાની પાટી તથા તે બંધાવવા વિગરેની મજુરી મળીને.

૨) બજારમાંથી સ્ટેશન સુધી લઇ જવાનું ભાડું.

૫) ગાડીનું નુર.

| | |
|---|---|
| | ૧૦।૦। |

રૂ. ૧૮૩ કુલ સરવાળો.

એણી વિગતે ભરતીકે ઉતારીને મોકલ્યું છે તથા રેલવે ગાડી ઉપર ચઢાવ્યા બાબતનું નુર અમોએ ભરયું છે તેની રસીદ પણ આ ભરતીઆ સાથે મોકલી છે તે પોચ્યેથી તપાસીને જમે ખરચ કરીને જવાબ લખજો એજ સંવત ૧૯૩૮ ના જેઠ વદી ૧૨ ને વાર મંગળ.

## પ્રકરણ ૨ જું.



### બીગાડ બાબતની

ગરીબ પરવર સલામત.

સાહેબની જનાબમાં મોજે દ્વારા તાલુકે આમોદના રહેવાશી પટેલ પ્રભુભાઇની અરજ એ છે જે મોજે મજકુરના રહેવાશી શેખ. ગીરધર ગોવીંદની પાસે મારૂ લેણું રૂપીઆ ૯૯ નું હતું તેનો અંગારૂ દસ્તાવેજ હું તા૦ ૫ મો જુનને રોજ મારા હાથમાં ઝાલીને મારા ઘર આગળ ઉભો રહીને જોતો હતો એટલામાં મોજે મજકુરના શેખ अ ब એ આવીને મારી પાસેથી તે દસ્તાવેજ ઝડપ મારીને લઇ લીધો ને તેના ટુકડે ટુકડા કરી નાંખ્યા તે ટુકડા પોતાના હાથમાં લઇને કંઇક જતો રહ્યો એવી રીતે તેણે મારા રૂપીઆ નવાણું નો બીગાડ કર્યો છે તેને માટે તેને યોગ્ય નશીયત મળવા મારી અરજ છે.

તે બાબતના સાક્ષી મોજે મજકુરના अ ब તથા क ड છે તે પુછવાથી ખરી હકીકત જાહેર પસે એજ અરજ તા૦

### ગ્રહપ્રવેશ.

ગરીબ પરવર સલામત.

સાહેબની જનાબમાં મોજે પખાજણ તાલુકે વાગરાનો રહેવાશી પા૦ નાનગજી માધવજીની અરજ એ છે જે મોજે મજકુરના રહેવાશી પા પ્રભુ કુબેર મને મારવાનો ઇરાદો રાખીછે મારા રેહેવાના ઘરમાં પેઠો પરંતુ મારા ઘરમાં બી

જે માણસો બેઠેલા હતા તેથી મને મારવાનો લાગ મળ્યો નહીં તેથી માગ ઘર વચ્ચે ઉભો રહી મને ઘણી બેઅદબી ગાળો દીધી તે વખતે મારા ઘરમાં મોજે મધકુરના રહેવાશી પા. अ ब તથા क ह બેઠેલા હતા તેને પુછવાથી ખરી હકીકત માલમ પડશે એ રીતે મારા ઘરમાં સદરહુ પ્રવેશ કરી ગાળો દીધા બાબત સદરહુ ઇશ્વર કુબેરને લાયક સજા મળવા વિશે બંદોબસ્ત થવો જોઇએ.

## લુંટયા બાબત.

ગરીબ પરવર સલામત.

સાહેબની જનાબમાં મોજે કેળોદ તાલુકે ભરૂચના રહેવાશી નીચે સહી ઓના કરનાર પા. ઓધવ પ્રેમજીની અરજ એ છે કે માગ ગામથી તા૦ ૧૫ મી જુન સન ૧૮૮૨ ને રોજ હું તથા મારી ધણીઆણી તથા મારો ચાકર નામે ભીમો તથા મારો દસ વરસનો છોકરો એ રીતે ગાડુ જોડીને ભરૂચ જતાં હતાં તે દરમ્યાન દયાદરાની સીમમાં આશરે સાંજના છ વાગ્યાને સુમારે ચાર હરામખોરો આવી અમોને માર મારી અમારી જણસો વિગરે લુંટી લીધું તથા અમારા તન ઉપરનાં પણ તમામ લુગડાં ખેંચી લીધાં તેથી અમે ચારે નવસ્ત્રાં મોજે દયાદરામાં જઇને વોરા પા. अ ब ની પાસેથી તેમનાં લુગડાં માગી લઇને અમે પેહેર્યાં એ લુંટ બાબત મેં દયાદરાના પોલીસ પટેલને તુરત જ જાહેર કર્યું પરંતુ તે પટેલે તે બાબત તપાસ કરી નહીં તેમજ મને રીપોર્ટ પણ કરી આપ્યો નહીં તેને માટે મારે અરજ કરવાની કે તે બાબત તપાસ થવી જોઇએ તેમજ તે હરામખોરોને પકડીને મારી જણસો વિગરે મને પાછો મળવા તથા તેઓને લાયક સજા થવાનો બંદોબસ્ત થવો જોઇએ.

અમારી ગએલી ઘરેણાનો જણસો વિગરેની યાદી આ અરજી સાથે સામીલ કરી છે. એજ અરજ તા૦ ૧૧ મી જુન સન ૧૮૮૨

સહી

## હથિયાર માગવા બાબત અરજી.

સરકાર મેહેરબાન પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટ સાહેબ
બહાદુર જોગ

ભરૂચ.

જનાબમાં અરજદાર મોજે ધમણાદ તાલુકે આમોદના રહેવાશી ગરાશીઆ અમરસંગ તખતસંગની અરજ એ છે કે મારી વાંટાની જમીન ઘણા ગામોમાં આવેલી છે તથી મારે તેનાં ગણોત લખી લેવાને માટે તથા ખેડુતો પાસેથી દાણાના પૈસા વસુલ કરવા જવું પડે છે ત્યાંથી મારે તથા મારા નોકરોને

જોખમ લેઇને વગર હથિયારે આવતાં મનમાં ઘણીવાર દેહેસત રહે છે વળી કેટલાંક ગામોમાં મારૂ માગણું ઘણું છે તેથી મારી ઉઘરાણી કરવા દરરોજ મારા નોકરોને જવું પડે છે તેથી મારે હથિયારની ઘણી જરૂર છે.

વળી મારે નાદોદ વિગરેના ઠાકોરો સાથે સંબંધ છે ત્યાં મારે વારંવાર જવું પડે છે ત્યારે વગર હથિયારથી જતાં મોટી સરમ લાગે છે સબબ હથિયાર એ અમારૂં ભુષણ છે માટે ખુદાવંત સરકારે મહારી અરજ ઉપર નીઘા રાખી તરવાર નંગ ૫) પાંચ તથા બંદુક નંગ ૪) ચાર એ રીતે હથિયાર નંગ ૯) ના પરવાનો આપવાની મારા ઉપર મેહેરબાની કરવી જોઇએ એજ અરજ.

## મારામારીની અરજી.

ગરીબ પરવર સલામત.

સાહેબની જનાબમાં કસ્બે આમોદના રેહેવાસી શા. વીરચંદ કપુરચંદની અરજ એ છે કે તા૦ ૧૫ જુનને રોજ સાંજના આસરે ૪ વાગતાને સુમારે મને કસ્બે આમોદના રહેવાસી શા. માણેકચંદ કેસવજીએ મારી જોડે એકાએક કજીઓ કરી મને કેટલેક કચર માર માર્યો તેથી મારૂ શરીર એવું અશક્ત થઇ ગયું છે કે મારાથી ઉઠી શકાતું નથી વળી મારા શરીર ઉપર કેટલાક લાકડાઓના ઝપાટા માર્યા છે તેના લીસોટા પણ મારા શરીર ઉપર પડેલા છે તે સાહેબ નજરે જોશો તો માલમ પડશે તે વખતે મને મારતાં મુકાવનાર કસ્બે મજકુરના શા. વીરજી પ્રેમજી તથા વીઠલ વસ્તા છે તેઓને પુછવાથી ખરી હકીકત માલમ પડશે. એ સિવાય બીજા લોકો પણ ઘણા હતા. પરંતુ મને તેઓનાં નામ હાલ યાદ નથી માટે યાદ આવેથી પુરાવામાં રજુ કરીશ મને એ રીતે માર મારવા બાબત તપાસ કરી સદરહુ માર મારનારને યોગ્ય નસીયત મળવી જોઇએ. તા૦ ૧૬ જુન સન ૧૮૮૨

## હુંગામા બાબત.

ગરીબ પરવર સલામત.

સાહેબની ખીજમતમાં મોજે દોરા તાલુકે આમોદના રહેવાસી પા. મોરાર નથુની અરજ એ કે તા૦ ૧૫ મી અગસ્ટની સાંજના આસરે ૭ સાત વાગતાંને સુમારે મારા ઉપર નીચે લખેલાં માણસો એકઠાં થઇ મારા ઉપર ધસી આવીને મને ઘણો માર માર્યો તે માણસોમાંથી મને જેટલાંનાં નામ યાદ છે તેનાં નામ નીચે પ્રમાણે.

૧ ગોપાળ લાલા. ૩ વાઘજી ચાનજી.
૨ ગોવીંદ વીઠલ. ૪ દામોદર હરીભાઇ.

ઉપર લખેલા સખસો મારા ઉપર એકાએક તુટી પડ્યા ને મને કેટલોક માર માર્યો. એ ટોળામાંથી છટકી જઇ હું ઘરમાં પેસી ગયો ન હોત તો બેશક મને મારી નાખત. ઉપર લખેલા માણસો સિવાય બીજાં માણસો હતાં પણ તે-મનાંનામ યાદ નથી તે યાદ આવેથી હું રજુ કરીશ.

તે બાબતના મારા સાહેદ મોજે મજકુરના अ ब તથા क ड છે તેમને પુછવાથી ખરી હકીકત માલમ પડશે તા૦ ૨૧ અગસ્ટ સન ૧૮૮૨

## તીરસ્કાર બાબત.

ગરીબપરવર સલામત.

સાહેબની ખીજમતમાં કસબે નડીઆદના રેહેવાસી પા. મોરારજી જીવણ જીની અરજ એ છે કે કસબે મજકુરના રેહેવાસી પા. ધુળજી દાજીભાઇએ મને તા૦ ૧૨ જુનને રોજ બજાર વચ્ચે મને કેટલાક હુંકારા હુંકાર કરી બેઅદબી ગાળો દીધી તેને મેં બીલકુલ જવાબ દીધો નહી તેને માટે તેને યોગ્ય નશીત થાય એવી મારી અરજ છે તે બાબતના સાક્ષી કસબે મજકુરના રેહેવાસી अ ब તથા क ड છે તેને પુછવાથી ખરી હકીકત માલમ પડશે તા.

---

## અપમાન લગાડયા બાબત.

ગરીબપરવર સલામત.

સાહેબની જનાબમાં મોજે દેરા તાલુકે આમોદના રેહેવાસી પા. अ ब ની અરજ એ છે કે મોજે મજકુરના રેહેવાસી પા. क ड એ મારી ગેરઆબરૂ થવાને સારૂ તા૦ ૧૦ મી જુન ને દિવસે રાતના મારા વિશે એક જાહેરનામું ચોઢયું છે તેમાં કેટલાક બેઅદબી શબ્દો લખેલા છે તે આ અરજી સાથે સા-મેલ કરી આપની તરફ મોકલ્યું છે તેને માટે સદરહુ क ड ને યોગ્ય નસીયત થવા મારી અરજ છે તા.

---

## જેરબ્યાજથી અટકાવ.

ગરીબપરવર સલામત.

સાહેબની જનાબમાં મોજે દેરા તાલુકે આમોદના રેહેવાશી સાની નથુ

માધવની અરજ એ છે જે મજકુર ગામમાં મારૂ ઘર દરજી ફળીઆમાં આવેલું છે જેમાં હું હમેશ રહું છું તે ઘરમાંથી બહાર જવા આવવાને મજકુર ફળીયામાં પા. ઓધવજી માધવજીના ઘર આગળ થઇને અનાદીનો રસ્તો છે તે સખસે જાણી જોઇને ગાડું આડું રાખીને મને મારા ઘર આગળ જતાં ગેરવ્યાજબી અટકાવ્યો ને એ રીતે હમેશાં પણ અટકાવ કરે છે તેને માટે તેને યોગ્ય નશીયત મળવા મારી અરજ છે તે બાબતના સાક્ષી મોજે મજકુરના अ व તથા क ड છે તેમને પુછવાથી ખરી હકીકત માલમ પડશે તા.

---

## ગેરવ્યાજબી કેદ.

ગરીબપરવર સલામત.

સાહેબનો જનાબમાં કરણે નડીઆદના રેહેવાશી શા. ગોપાળ જગજીવનની અરજ એ છે જે હું તા૦ ૧૦ ફેબ્રુવારીના રોજ સવારના આશરે ૭ સાત વાગવાને સુમારે સલુણની ભાગોળે લાકડાંની હેલો લેવાને ગએલો ત્યાંથી મેં બે હેલો ખરીદ કરી ગાડાં હંકાવી તેજ ભાગોળના દરવાજાની નિચે થઇ ઘેર આવતો હતો તે વખતે પોલીસના સિપાઇ પટો નંબર ૫૭, ૫૯ ના બે બેઠેલા હતા તેમણે મારી હેલોમાંથી લાકડાં ખેંચવા માંડયાં તે વખતે મેં તેમને ના કહી ત્યારે તેમાંના નંબર ૫૭ વાળાં સિપાઇએ મને થપડ મારી તેથી મારી પાઘડી પડી ગઇ એટલામાં નંબર ૫૯ વાળા સિપાઇએ મને પકડીને તેમની રાંધવાની ઓરડીમાં ઘાલી દીધો અને કહ્યું કે અહીંથી ઉઠીશ તો તને માર પડશે તેથી મારે લાચારીથી બેસી રહેવું પડયું ત્યાર પછી સાંજે આશરે ચાર વાગ્યાને સુમારે મને કાઢી મુકયો. એવી રીતે તમણે ગેરવ્યાજબી કેદ કર્યો તેને માટે સદરહુ બે સિપાઇઓને યોગ્ય નશીયત થવા મારી અરજ છે તે બાબતના મારા સાહેદો કસ્બે મજકુરના अ व તથા क ड છે તેમને પુછવાથી ખરી હકીકત જાહેર થશે એજ અરજ તા.

---

## ધોરી રસ્તા ઉપર નાત બેસાડવાની.

મેહેરબાન નડીઆદ મ્યુનીસીપાલીટીના

સેક્રેટરી સાહેબ.

જનાબમાં કસ્બે મજકુરના રહેવાશી શા. માણેકચંદ મથુરચંદની અરજ એ છે જે મારે ઘેર નાત વરો છે તેથી મારી જ્ઞાતિના લોકોને જમવા બેસવા

ને માટે મારા ઘરની આગળ ધોરી રસ્તા ઉપર બેસાડવાને તા૦ ૧૫ મીથી તા૦ ૧૭ મી એપ્રીલ ૧૮૮૨ સુધી દિવસ ત્રણની પરવાનગી આપવાની મેહેરબાની કરશોજી તા૦

## ઘરનો સામાન ધોરી રસ્તા ઉપર નાંખવાની.

મેહેરબાન નડીઆદ મ્યુનીસીપાલીટીના
સેક્રેટરી સાહેબ,

જનાબમાં કરબે નડીઆદના રેહેવાશી થા. ગીરધર ગોપાળની અરજ એ છે જે મારા ઘરનો કરો ઉતરાવવો છે અને મારૂ ઘર ઘણું સાંકડું છે. તથા ઘરમાંથી વાસ કાઢી લેવાને બીજું ઘર પણ નથી માટે તેનાં રોડાં વિગરે બહાર નાંખવાની પરવાનગી આપવાની મેહેરબાનીની રાહે તસ્દી લેશોજી એજ અરજ તા૦

## મોટા ભાઈની જોડે નામ દાખલ કરાવવાની.

ગરીબપરવર સલામત.

સાહેબની જનાબમાં અરજદાર મોજે દોરા તાલુકે આમોદના રેહેવાસી પા. ઇશ્વર ભાઇજીની અરજ એ છે જે મોજે મજકુર ગામના સરકારી દફતરે મારા પીતા પા. ભાઇજી બાવાભાઇને નામે મજકુર ગામની સીમની સરકારી જમીન આજ સુધી ચાલતી હતી પરંતુ મારા પીતા વરસ એક થયાં ગુજરી ગયા છે તેમનો હું તથા મારો મોટો ભાઇ દરૂભાઇજી એ રીતે જણ બે વારસ છીએ પરંતુ સરકારે મારી કબુલાત લીધા વગર મારા ભાઇ એકલાને નામે સઘળી જમીન ચઢાવી દીધી છે તેને માટે મારે અરજ કરવાની કે મારો મોટો ભાઇ ખાતા ઉપર પોતાનું એકલું નામ દાખલ થવાથી મારે હિસ્સે આવેલાં ખેતરો ખેડવાને મને વારંવાર ઇજા દે છે, માટે ખુદાવંત સરકારે મુજ ગરીબની અરજ ઉપર નીઘા રાખી મારા પિતા ભાઇજી બાવાભાઇની જમીનના ખાતામાં મારા ભાઇના નામની જોડે એક સીધી લીટીમાં મારૂં નામ દાખલ કરવું જોઇએ અને સરકાર તરફથી મોજણીદાર મોકલી અરધો અરધ જમીન કરી આપી બંનેનાં ખાતાં જુદાં પાડવાં જોઇએ.

સદરહુ મોજણીદારનો ખરચ હું સરકારને આપવા કબુલ છું માટે મેહેરબાનીની રાહે મારી તકરારનો નીકાલ કરશો એવી મારી અરજ છે તા૦

## બાપનું ખાતું દીકરાને નામે કરાવવા બાબત.

સાહેબની જનાબમાં અરજદાર મોજે વાસણા તાલુકે આમોદના રેહેવાશી પા. વાઘજી જીવણની અરજ એ છે કે મારા પીતા જીવણ રઘનાથને નામે મોજે મજકુર ગામના સરકારી દફતરે કુલ નંબર ચારની જમીન ચાલે છે પરંતુ મારા પીતા વરસ બે થયાં ગુજરી ગયા છે અને કોઇની તકરાર નહી છતાં પણ તે મારે નામે દાખલ થઇ નથી માટે તે સઘળી જમીન મારે નામે દાખલ થવી જોઇએ મારા સિવાય મારા પિતાને બીજો દીકરો નથી માટે મારે નામે દાખલ થવા તાકીદ થવો જોઇએ એજ અરજ.

## ગએલું મતું મેળવવા બાબત.

ગરીબ પરવર સલામત.

સાહેબની જનાબમાં અરજદાર મોજે વાગગ તાલુકે મજકુરના રેહેવાશી પા. મીઠાભાઇ કુંવરજીની અરજ એ છે જે મોજે મજકુર ગામમાં પા. નરોતમ વાનજીને નામે મતુ ચાલતું હતું તે સન ૧૮૬૭ ની સાલમાં અપુત્ર ગુજરી ગયા તે માગ સગા મામા થાય છે માટે તેમણે ભરતા પેહેલાં મને પોતાની સઘળી મિલકતનો વારસ ઠરાવેલો છે અને તેમના મરણની ઉત્તર ક્રિયા વિગરે કારજ પાણી મેં કરેલું છે અને તેમની સઘળી સ્થાવર જંગમ મિલકત મારા કબજા ભોગવટામાં છે અને મારે નામે ચાલે છે પરંતુ મારા મામાને નામે મતું ચાલતું હતું તે મારે નામે ચાલતું નથી તેનું કારણ હું બરાબર જાણતો નથી સબબ હું આજ સુધી નાની ઉમરનો હતો તેથી મને તેની કંઇ ખબર નહોતી. મારા મામા નરોતમ વાનજીને નામે ચાલતું હતું એવું હાલ માગ જાણવામાં આવવાથી સાહેબને અરજ કરૂં છું કે તે મતુ મારા નામ ઉપર દાખલ થવા મેહેરબાનીની રાહે બંદોબસ્ત કરશો તા૦

## વારાની રૂઇએ પટેલી માગવા બાબત.

ગરીબપરવર સલામત.

સાહેબની ખીજમતમાં અરજદાર મોજે દોરા તાલુકે આમોદના રહેવાશી શેખ ઇશ્વર નારણની અરજ એ છે કે મોજે મજકુર ગામમાં ઉધરાતદારી પાંચ પાંચ વરસના વારાની રૂઇએ ચાલે છે પરંતુ હાલ પા. ભવાન મોહનને ઉધરાત દારીનું કામ મળે વરસ ૭ થવા આવ્યાં તોપણ વારાની રૂઇએ તે કામપર બીજાને નીમવાનો બંદોબસ્ત થએલો નથી.

અમારા ગામમાં પાટીદાર તથા સેખ એ રીતે બે વર્ગના લોકો મુખ્ય-ત્વે કરીને મતાદાર પટેલો છે તેમાં આજ દિન સુધી ઉઘરાતદારી તથા પોલીસ અમલદારી અમારા શેખ વર્ગમાં આવી નથી તેને માટે મારે અરજ કરવાની કે સદરહુ ઉઘરાતદારીની જગો ઉપર મને નીમવા મેહેરબાની કરશો.

હું સરકારી નિશાળમાં છઠા ધોરણ સુધી ભણેલો છું અને મારી પાસે સેકંડ કલાસ પબ્લિક સરવીસ સરટીફીકેટ પણ છે માટે ખુદાવંત સરકારે મુજ ગરીબની અરજ ઉપર નીઘા રાખી સદરહુ ઉઘરાતદારીપર મને નીમવાની મેહેરબાની કરશો એજ અરજ તા૦ .

---

## દારૂખાનું ફોડવા બાબત.

ગરીબપરવર સલામત.

સાહેબની જનાબમાં અરજદાર મોજે આગુીદરા તાલુકે અંકલેસ્વરના રહેવાશી પા. ઓધવ નરોતમની અરજ એ છે કે મારા દીકરાનાં લગન તારીખ ૧૫ મી એપ્રીલ સન ૧૮૮૨ ના રોજ છે તેની જાન હાંસોટ તાલુકાનું ગામ મોજે છીસોદરા ગામમાં જવાની છે માટે તે ગામમા તા૦ ૧૫-૧૬ અને ૧૭ એ રીતે દિવસ ત્રણ બંદુકો તથા દારૂખાનું ફોડવાની પરવાનગી આપવાનો મેહેરબાની કરશો.

હુકમ મજેથી દારૂખાનું જાપતા સાથે ફોડવામાં આવશે માટે અરજદાર ને તાકીદેથી હુકમ હાંસલ થશે. એવી આશા છે તા૦

---

## ઈંટોનો પંજાવો સીકવા બાબત.

ગરીબપરવર સલામત.

સાહેબની જનાબમાં અરજદાર મોજે દોરા તાલુકે આમોદના રેહેવાસી પા. પરસોતમ ઓધવની અરજ એ છે કે મારે ઈંટો પાડવાની જરૂર છે માટે સ... ગામ ગભાણુમાંથી માટી લઈ જઈ ગામ આથમણી બાજુએ બારાજ જમીનમાં ઈંટો પાડી ત્યાંજ આગળ પંજાવો સીકાવવાની પરવાનગી આપવાની મેહેરબાની કરશો એજ અરજ તા૦

---

## બારક ખાતે ચાલતું પોતાનું ખેતર પોતાને નામે ચઢાવવા બાબત.

ગરીબપરવર સલામત.

સાહેબની જનાબમાં અરજદાર મોજે ષમણાદ તાલુકે આમોદના રેહે-

વાસી પા. મેઘજી માધવની અરજ એછે કે મોજે મજકુર ગામની સીમનું સરવૈ નંબર ૪૫ મધેનું ખેતર એકર ૪-૫ ગુંઠા મારૂં માલકીપણાથી મારા બાપદાદા તથા મારા પોતાના પણ કબજા ભોગવટામાંછે પરંતુ હિસ્સા માપણી વખતે મો-જણીદારે ભુલથી મોજે મજકુરના પા. ધનજી ધીરાને નામે દાખલ કરી દીધું છે તેને માટે મારે અરજ કરવાની કે સદરહુ નંબર ૪૫ મધેનું ખેતર એકર ૪-૫ ગુંઠા મારે નામે દાખલ કરશો એવી મુજ ગરીબ આદમીની અરજ છે તા.

## નિર્વંશીનો વારસ થવા બાબત.

સાહેબની જનાબમાં અરજદાર મોજે દોરા તાલુકે આમોદનો રેહેવાસી પા. જીભાઇ નરોતમની અરજ એ છે કે મોજે મજકુર ગામના સરકારી દફતરે પા. જીવણ રઘનાથને નામે મોજે મજકુરની સરકારી ખાતાની જમીન ચાલે છે પરંતુ માસ નવેક થયાં તે ગુજરી ગયા છે અને તેમને દીકરો યા દીકરી કંઇ નથી અને તે મારા કાકાના છોકરા એટલે મારા પીતરાઇ થાય છે માટે મારા શિવાય તેમનો બીજો કોઇ વારસ નથી.

વળી તેમની જીવતાં મેં ચાકરી બજાવી હતી અને ગુજરી ગયા પછી તેમની સઘળી ઉત્તર ક્રિયા તથા દિવસ પાણી વિગરેનો ખરચ મેં કરેલો છે માટે સદરહુ પા. જીવણ રઘનાથને નામે ચાલતી સઘળી જમીન મારે ખાતે ચઢાવવી જોઇએ એવી મુજ ગરીબ આદમીની અરજ છે.

મારા કુટંબની વંશાવળીનું ખુરસીનામું સાહેબ મંગાવશે તો રૂબરૂમાં રજુ કરીશ એજ અરજ તા૦ ૫ મી જુન સન ૧૮૮૨.

સહી.

## તલાવ ખોદાવવાની.

સાહેબ મેહેરબાનની હજુરમાં મોજે દોરા તાલુકે આમોદના રહેવાશી નીચે સહી કરનાર રૈયત સમસ્તની અરજ એ છે કે મોજે મજકુરનું ગામ તલાવ ઘણાં વર્ષ થયાં અંદર ખોદાણ નહી થવાના સબબથી પુરાઇ જઇ છછરૂં થઇ ગયું છે તેથી તેમાં પાણીનો ભરાવો રહેતો નથી અને ફાગણ પુરો થતાં અવલ તો સુકાઇ જાય છે તેથી અમારાં ઢોર તથા સરવે પ્રાણી માત્રને ઘણી ઇજા પડે છે.

એ મારૂં ગામ વડોદરેથી ભરૂચ જતાં આવતાં ધોરી માર્ગમાં આવેલું છે તેથી વટે માર્ગુ તથા જતા આવતા મુસાફર લોકોને તલાવમાં પાણી નહીં

હેવાના સબબથી ઘણી ઇજા વેઠવી પડે છે. માટે દયાળુ સરકારે મજકુરનું તળાવ ખોદાવવાને બંદોબસ્ત કરવો જોઇએ એવી અમારી અરજ છે.

મજકુર ગામની રૈયત હાલ ગરીબી હાલતમાં છે માટે સરકારને રોકડાં નાણાંની મદદ અમે કરી શકીએ તેમ નથી પરંતુ સરકારની મદદ મળશે તેની સાથે રૈયત મદદમાં અમે જાત મહેનત કરી રૂ ૨૦૦) સુધીનું ખોદાણ કરી આપીશું માટે સરકારે મેહેરબાની કરી મજકુર ગામની ગરીબ રૈયતનાં પાણીની તંગાશ મટાડવા આ અમારી અરજ નીધામાં લેશો એજ અરજ તા૦

## બગડેલા સ્ટાંપની.

ગરીબપરવર સલામત.

સાહેબની જનાબમાં અરજદાર પા. બાપુ ખુશાલ રહેવાશી મોજે દોરા તાલુકે આમોદનો જાતે શેખ ધંધો ખેતીનો તે હું સાહેબને અરજ કરૂં છું કે મેં કસ્બે આમોદના સ્ટાંપવેંડરની દુકાનેથી તા૦ ૧૫ મી જુન સન ૧૮૮૨ ને રોજ રૂ. ૧૦) અંકે દસનો સ્ટંપનો કાગળ ખરીદ કરેલો તે કાગળ બગડવાના સબબથી મારા ઉપયોગમાં આવ્યો નથી અને તેના ઉપર સહીઓ પણ થએલી નથી માટે સદરહુ બગડેલા સ્ટાંપની કિંમત મેહેરબાનીની રાહે મને પાછી મળવા બંદોબસ્ત કરશો એવી મુજ ગરીબ આદમીની અરજ છે તા૦

સદરહુ બગડેલો સ્ટાંપનો કાગળ આ અરજ સાથે સામેલ કરી આપની હજુરમાં મોકલ્યો છે એજ તા૦ ૨૭–૬–૮૨

## ઇન્તેખાબ લેવાની,

ગરીબપરવર સલામત.

સાહેબની જનાબમાં કસ્બે આમોદના રહેવાસી શા. વીરચંદ વેણીચંદની અરજ એ છે કે મોજે દોરા તાલુકે આમોદનો રહેવાસી પા. રઘનાથ નરોતમ ઉપર મારા લેણાનું હુકમનામું મુનસફ સાહેબની કોરટમાં થયેલું છે તે કામમાં એની મિલકત વેચાવવાની દરખાસ્ત કરવાની જરૂર છે માટે સદરહુ રઘનાથ નરોતમની જમીન મોજે દોરા ગામની સીમમાં છે માટે તેના ખાતાનો ઇન્તેખાબ સન ૧૮૮૨ ના પાણી પત્રક અથવા કાયમ ખરડા ઉપરથી મને મળવો જોઇએ.

કાયદા પ્રમાણે ફી રજુ કરવા તૈયાર છું એજ અરજ તા.

## આમોદના મામલતદાર સાહેબની કોરટમાં છ મહીના
## નાની અંદરનો કબજો છોડાવવા માટે
## ફરીયાદી નંબર

| પક્ષકારોનાં નામ. | જાત. | ઉમર. | ધર્મ. | ધંધો. | રહેવાનું ઠેકાણું. |
|---|---|---|---|---|---|
| વાદી | | | | | |
| પરસોતમ ઓધવ | પાટીદાર | ૨૫ | હિંદુ | ખેતીનો | દેરા- |
| પ્રતિવાદી. | | | | | |
| ગોપાળ ગણેશ | ” | ૪૦ | ” | ” | ” |

હું પરસોતમ ઓધવજી ઉપર કહેલા વાદીની અરજ એ છે કે
૧ મોજે દેરા ગામમાં મારૂં ખેતર સરવે નંબર ૪૫) નું મારી માલકીનુ છે તે પ્રતિવાદીએ મારી પાસેથી ગણોતની મિનોથી ૧ સાલ ગણોતે ખેડવા સારૂ રાખ્યું હતું તેનું ગણોત મને દેરા ગામમાં સંવત ૧૯૩૭ ના જેઠ વદી ૧૨ એટલે તા૦ ૨૭ મીને સને ૧૮૮૧ ને રોજ કરી આપ્યુ છે ( ઘર હોય તો તેનું સારી રીતે ઠેકાણું બતાવવું.)

૨ ફરીઆદીનું કારણ તા૦ ૨૯ ને સમે ૧૮૮૨ ને રોજ ઉત્પન થયું છે.

૩ કેમકે સદરહુ ખેતરનો કબજો પ્રતિવાદીએ મને ગણોતમાં લખેલી સુરત પ્રમાણે તા૦ ૨૯ મી મે સન ૧૮૮૨ ને રોજ આપવો જોઇએ તે છતાં મેં સદરહુ ખેતર છોડી દેવા વિશે નોટીસથી તથા મોહેથી પ્રતીવાદીને ઘણીવાર ખબર આપી પણ સદરહુ ખેતરનો કબજો મને આપ્યો નથી માટે પ્રતિવાદી પાસેથી સદરહુ ખેતરનો કબજો મને અપાવો.

(અકરમાત કબજો લેઇ લીધો હોય તો એમ લખવું કે તે ઘરમાં પ્રતિવાદીએ વાસ પુરીને ગેરકાયદે મારો કબજો તોડયો છે અથવા ઢોર બાંધીને અને ખેતર હોય તો ખેડીને અથવા ઓરી દીધું એવી રીતે આ કલમ માં જાણવું.)

૪ સદરહુ દાવો સાબીત કરવાને માટે આ અરજમાં જણાવેલું ગણોતખતું તથા બીજા દસ્તાવેજ વિગરે સરકાર ફરમાવશે તે દિવસે રજુ કરીશ પરંતુ નીચેની યાદી પ્રમાણે સાક્ષીઓને સમંધ કરવા જોઇએ તે બાબતનું ભથું કાયદા પ્રમાણે હું આપવા તૈયાર છું.।

---

# પ્રકરણ ૩ જું.



## ચીરેલા રૂપીઆ લેવા માટે.

જંબુસરના શી. ક. શ. જડજ સાહેબની કોર્ટમાં.

દીવાની ફરીયાદી નંબર સંને ૧૮

| પક્ષકારોનાં નામ | જાત | ઉમર આશરે વર્ષ | ધંધો | રહેવાનું ઠેકાણું. |
|---|---|---|---|---|
| વાદી | | | | |
| ઈશ્વર જીજીભાઈ | લેઉઆ કણબી | ૪૫ | ખેતીનો | દોરા |
| પ્રતીવાદી | | | | |
| બાગજી માનસંગ | ગરાસીઓ | ૪૦ | ખેતીનો | દોરા |

હું ઈશ્વર જીજીભાઈ ઉપર કહેલો વાદી જણાવું છું કે

૧ મોજે દોરા ગામ મધે સંવત ૧૯૩૫ ના ભાદરવા સુદી ૮ એટલે તા. ૪ માહે સપ્ટેંબર સંને ૧૮૭૯ ને રોજ પ્રતિવાદીએ મને રૂપિઆ ૮૪-૪-૦ પાઈનું ખત લખી આપ્યું છે.

૨ સદરહુ ખતનાં નાણાં માગવાનો મારો હક એ વખતની ઉપર લખેલી તારીખથી ઉત્પન થયેલો છે.

૩ મને પ્રતીવાદીની પાસેથી મુદલને પેટે અથવા વ્યાજને પેટે વસુલ રૂા.૧ થયેલા છે હું વાદીની અરજ એ છે કે નીચેની વીગત પ્રમાણે રૂા. ૧૧૦ પ્રતિવાદી પાસેથી અપાવો.

| | રૂા. આ. પાઈ. |
|---|---|
| મુદલ બાબાથી | ૮૪ - ૪ - ૦ |
| વ્યાજ ટકા ૧ લેખે | ૩૧ -૧૨ - ૦ |
| | ૧૧૬ - ૦ - ૦ |

| | | |
|---|---|---|
| વસુલ. | રોકડા સંવત ૧૯૩૬માં | ૧ - ૦ - ૦ |
| | બાબાથીનો વટાવ | ૧૫ - ૮ - ૦ |
| બાકી દાવો મુંબાઈગરા | | ૯૪ - ૮ - ૦ |

તા. ૪ માહે અગષ્ટ સંને ૧૮૮૨

દા. ઈશ્વર જીજીભાઈ સહી દા. પોતાના.

હું ઈશ્વર જીજીભાઈ ઉપર કહેલો વાદી એકરાર કરૂં છું કે મારા જાણ

ઉ,શા પ્રમાણે ઉપર લખેલો મજકુર સાચો છે તા. ૪ માહે અગષ્ટ સંને ૧૮૮૨.

પા ઈશ્વર જીજીભાઈ સહી દા. પોતાના.

દાવાનું ખત આ સાથે રજુ કર્યું છે તા. સદર.

પા. ઈશ્વર જીજીભાઈ સહી

## માલ વેચ્યાના પૈસા બદલ.

મથાળું પાને ૩૩ છે તે પ્રમાણે.

હું અ ઉપર કહેલો વાદી જણાવું છું કે

૧ કસબે આમોદ મધે સંવત ૧૯૩૮ ના અસાડ સુદી ૮ એટલે તા. ૨૪ મી માહે જુન સંને ૧૮૮૨ ને રોજ મેં પ્રતિવાદીને આ સાથેની યાદમાં લખેલો સામાન રૂા.૨૫-૦-૦ નો વેચાણ આપીને તેણે સ્વાધીન કર્યો છે.

૨ તે માલ બદલ તા. ૨૮ મી માહે જુન સને ૧૮૮૨ ને રોજ રુપિયા આપવાનું પ્રતિવાદીએ વચન આપ્યું તેથી માલની કીંમત માગવાનો મારો હક ઉપર લખેલી તારીખથી આરંભ થએલો છે.

૩ તેણે તે રકમ આપી નથી.

૪ હું વાદીની અરજ એ છે કે નીચેની વીગત પ્રમાણે રૂા. ૨૫-૦-૦ પાઈ વ્યાજ સાથે પ્રતિવાદીની પાસેથી અપાવો.

વીગત, તારીખ, સહી એકરાર વિગેરે પાને ૩૩ છે તે પ્રમાણે લખવું.

## જમીન વેચાણના પૈસા લેવા બાબત.

મથાળું પાને ૩૩ છે તે પ્રમાણે.

| પક્ષકારોનાં નામ | જાત. | ઉમર આશરે વર્ષ. | ધંધો. | રેહેવાનું ઠેકાણું. |
|---|---|---|---|---|
| વાદી | | | | |
| રણછોડ ઈશ્વર | પાટીદાર | ૨૭ | ખેતીનો | દોરાનો |
| પ્રતિવાદી | | | | |
| મોરાર માધવ | પાટીદાર | ૪૫ | ખેતીનો | મોજે સીસોડ પ્રગણે ચોર્યાસી તાબે જ ડોદરા. |
| હીરા દેસાઈ | એજન | ૨૫ | એજન | દોરા. |

હું રણછોડ ઈશ્વર ઉપર કહેલો વાદી જણાવું છું કે—

૧ મોજે દોરા ગામ મધે મેં નંબર પહેલાના પ્રતિવાદીને મારી જમીન વેચાણ,

આપી તે બાબતનું ખત મેં તેને લખી આપ્યું છે તે વેચાણની કીંમતના રૂપિઆ ૭૫ મને આપવા બાબતનું ખત બંને પ્રતિવાદીઓએ તા. ૧૮ જુલાઈ સને ૧૮૭૮ ને રોજ લખી આપ્યું છે તે માંહે એવી સરત લખી છે કે એ વેચાણ આપેલી જમીન નંબર ૧ લા ના પ્રતિવાદીને ખાતે ચડાવી આપું તે વખતે એ રૂપિઆ મતિ દાંઓ આપે.

૨ એ વેચાણ આપેલી જમીન વેચાણ આપી ત્યારથી નંબર ૧ લા પ્રતિવાદીના તરફથી નંબર ૧ જા ના પ્રતિવાદીના કબજામાંહે તે નંબર પહેલાના પ્રતિવાદીને ખાતે દાખલ કરવાની રેવન્યુ ખાતામાં કબુલત આપવાને હું તૈયાર છતાં તે પોતાને ખાતે દાખલ થવાની રેવન્યું ખાતાનાં કબુલત આપવાને મારી સાથે આવતો નથી.

અને નંબર બીજાના પ્રતિવાદીને ઘણી વખત કહ્યા છતાં નંબર ૧ લા ના પ્રતિવાદીને લીલોડ ગામથી બોલાવતો નથી એ મુજબની પ્રતિવાદીઓની કસુરથી જમીન ખાતે ચડાવી આપી નથી.

૩ પ્રતિવાદીઓએ તે રકમ આપી નથી માટે હું વાદીની અરજ એ છે કે નીચેની વિગત પ્રમાણે રૂ ૯૦-૮ પ્રતિવાદીઓ પાસેથી અપાવો.

| | રૂ. આ. પાઈ |
|---|---|
| મુદ્દલ .... .... .... .... .... .... .... .... .... | ૭૫- ૦- ૦ |
| ખતની સરત પ્રમાણે સંવત ૧૯૩૫ ના ફાગણ સુદી ૨ થાં—વ્યાજ } ............... | ૧૭- ૮- ૦ |
| દાવો .... .... .... .... | ૯૨- ૮- ૦ |

તારીખ, સહી, એકરાર વિગેરે પાને છે તે પ્રમાણે લખવું.

તા., સહી એકરાર વિગેરે પાને ૩૩ છે તે પ્રમાણે લખવું.

## સ્થાવર મીલકતનું ભાડું લેવા બાબત.

મથાળું, તારીખ. સહી, એકરાર વિગેરે પાને ૩૩ છે તે પ્રમાણે લખવું.

હું આ ઉપર કહેલો વાદી જણાવું છું

૧ માજે દારા મધે તા. ૨૪ મી માહે જુન સને ૧૮૮૨ ને રોજ મોટી ખડકીમાં આવેલું મારૂં ઘર પ્રતિવાદીએ વર્ષ એકના રૂ. ૨૪ આપવા કરીને મારી પાસેથી વરસ એની બોલીએ ભાડે રાખ્યું અને તે રૂપિઆ વર્ષ પુરૂં થયે મને આપવા એવો સરતથી પ્રતિવાદીએ મને ભાડાચીઠી લખી આપી છે.

૨ તા. ૨૪ મી માહે જુન સને ૧૮૮૦ થી તા. ૨૮ મી જુન સને ૧૮૮૨ સુધી ઘરનો ભોગવટો પ્રતિવાદીએ કર્યો.

૩ વર્ષ બેનું ભાડું ચડેલું છે અને તે પ્રતિવાદીએ આપ્યું નથી માટે હું વાદીની અરજ એ છે કે નીચેની વીગત પ્રમાણે રૂ. ૫૦-૧૨-૦ પ્રતિવાદી પાસેથી અપાયે.

| | રૂ. આ. પા. |
|---|---|
| વરસ બેના ભાડાના | ૪૮- ૦- ૦ |
| રૂપિઆ ૨૪ નું વર્ષે એકનુ વ્યાજ ટકા લેખે | ૨-૧૨- ૦ |
| દાવો | ૫૦-૧૨- ૦ |

## જમીન વેચવાનો કરાર તોડવા બાબત.

મથાળું, વિગરે પાને ૭૩ પ્રમાણે.

હું ભુલા વલ્લભ ઉપર કહેલો વાદી જણાવું છું કે

૧ મોજે દારા ગામમાં તા. ૨૪ મી જુન સને ૧૮૮૨ ને રોજ મેં. અને પ્રતિવાદીએ બંનેએ સહીઓ કરીને એકરાર નામું કર્યું તેની નકલ આ સાથે જોડી છે. ( અથવા કરાર નામું લખી લીધું ન હોય તો ફલાણી તારીખને રોજ પ્રતિવાદીએ એવો કરાર કર્યો કે હાલ રૂ. ૧૫) અનામત આપેલા છે અને બીજા ૧૭૫ ) નીચે કહ્યા પ્રમાણે આપવાના તે આપવા બાબત મેં તેને કબુલત આપી છે તેના બદલામાં તેણે મને તારીખ ૩૦ મી જુન સને ૧૮૮૨. ને રોજ મોજે દારા મધેનું ગામ તળીઆનું ગભાણુ કે જે વરધા ગીરધરની પાસે આવેલું છે તેનું પુરતું વેચાણ ખત કરી આપવું.

૨ તા. ૩૦ મી જુન સને ૧૮૮૨ ને રોજ મેં પ્રતિવાદી પાસેથી સદરહુ ગભાણનું વેચાણ ખત માગ્યું અને પ્રતિવાદીને ૧૭૫ આપવા માંડ્યા.

૩ સદરહુ મીલકતનું પ્રતિવાદીએ મને કંઇ વેચાણ ખત લખી આપ્યું નથી ( કદાપી તે મિલકત તેણે ગીરો મુકી હોય તો આ પ્રમાણે લખવું કે તે મિલકત ઉપર ફલાણાએ ફલાણાને રૂ. ૫૦૦ નો ઘરાણીઆ હક કરી આપ્યો છે તે આમોદની રજીસ્ટરની ઓફીસમાં ફલાણી તારીખે રજીસ્ટર થયો છે તે હજી છોડાવ્યો નથી )

૪ તેથી કરીને સદરહુ પ્રમાણે અનામત તરીકે મેં જે રકમ આપી તેનો તથા સદરહુ ખરીનું કામ પુરૂં થવા સારૂં જે બીજી રકમ આગળથી એકઠી કરી રાખેલી તેનો ઉપયોગ મારાથી થયો નહીં તથા પ્રતિવાદીના હક ની તપાસ કરવામાં તથા મારા ભાગનો કરાર પૂરો કરવામાં મને જે ખરચ પડ્યું તે નકામું ગયું છે અને પ્રતિવાદી પાસે તે કરાર પુરો કરાવવાનો

પ્રયત્ન કરવામાં મને ખર્ચ થયું છે. ( જે બાબતમાં આપણને નુકશાન થયું હોય તે લખવું )

૪ હું ભલા વલવ ઉપર કહેલો વાદી અરજ કરૂં છું કે રૂ. ૨૦૦ ) નો બદલો મળવાનો ફેંસલો કરી આપો.

### ઘર ખેતર વિગેરે ખરીદ કરી પછી તે લે નહીં ત્યારે.

મથાળું, સહી, એકરાર વિગેરે પાને ૨૩ છે તે પ્રમાણે.

હું મેઘજી માધવ ઉપર કહેલો વાદી જણાવું છું કે

૧ મોજે ડેરા ગામ મધે તા. ૨૫ મી જુન સને ૧૮૮૨ ને રોજ લખેલા કરાર પત્રથી મેં અને પ્રતિવાદીએ પોત પોતાની વચ્ચે એવો ઠરાવ કર્યો હતો કે નીચેની સરતોથી તથા બોલીથી રૂપિયા ૨૦૦ ) માટે એક ઘર મારે પ્રતિવાદીને વેચવું અને પ્રતિવાદીએ તે મારી પાસેથી ખરીદ કરવું તે સરતો એકે.

સદરહુ કરારનામા ઉપર સહી થાય એટલે તે ખરીદીની રકમ પૈકી રૂપિયા ૨૫ ) પ્રતિવાદીએ મને અનામત આપવી ને બાકીના વેચાણનો દસ્તાવેજ પ્રતિવાદીને ખરચે હું જ્યારે તેને કરી આપું તેજ દીવસે પુરા કરી આપવા

૨ કરારનામા ઉપર સહીઓ થઈ છે માટે અનામત મુકવાની રકમ પ્રતિવાદીએ મને આપવી જોઈએ.

૩ પ્રતિવાદીએ તે રકમ મને આપી નથી માટે હું વાદીની અરજ એ છે કે નીચેના વીગત પ્રમાણે રૂપીઆ ૨૬ પ્રતિવાદી પાસેથી અપાવો.

| | રૂ. આ. પા. |
|---|---|
| અનામત મુકવાના .... .... | ૨૫- ૦- ૦ |
| વ્યાજ ટકા સેએ કરારનામા દિવસથી | ૧- ૦- ૦ |
| દાવો. | ૨૬- ૦- ૦ |

તારીખ ૨૮ અકટોબર સને ૧૮૮૨.

### કબાલા ઉપરથી.

મથાળું પાને ૩૩ છે તે પ્રમાણે.

હું ગુલાબ રામદાસ ઉપર કહેલો વાદી જણાવું છું કે

૧ મોજે દેરા ગામમાં તા. ૨૫ મી અપરેલ સને ૧૮૮૨ ને રોજ મેં અને પ્રતિવાદીએ [illegible] એવો ઠરાવ કર્યો કે પ્રતિવાદીએ કપાસ ભાર

હસ ચાલતી મૌસમનાં પેલો વીણીનો મને વેચાણ આપવો અને તે મારા સ્વાધીનમાં થાય તેજ દીવસે તેની કીમતના રૂા, ૧૦૦૦ ) અંકે એક હજાર મારે પ્રતીવાદીને આપવા.

૨ સદરહુ કપાસ મને જોખી આપ એમ મેં પ્રતિવાદીને ઘણીવાર કહ્યું અને તે પ્રમાણે જોખી આપેથી તેને સદરહુ રકમ આપવાને તૈયાર અને ખુશી હતો.

૩ પ્રતિવાદીએ તે માલ મને જોખી આપ્યો નહીં તેથી કરીને તે કપાસ મેં દવો કરેલો તેની ખોટ મારે ભરી આપવી પડી માટે તે ખોટ બદલ મને પ્રતિવાદી પાસેથી રૂપીઆ પચાસ અપાવો.

( અથવા એ બદલ બીજું જે નુકશાન થયું હોય તેની વીગત સાથે નુકશાનની રકમ માગવી. )

## ગેરવાજબી અટકાવની.

મથાળું પાને ૩૩ છે તે પ્રમાણે.

હું સોની ખુસાલ નારણજી ઉપર કહેલો વાદી જણાવું છું કે

૧ મોજે દોરા ગામ મધે દરજી ફળીઆમાંનું એક ઘર મારા કબજામાં છે અને હેઠળ કહેલી વખત તેમાં મારો કબજો હતો.

૨ સદરહુ ઘરથી રાજ મારગ સુધી ગજ પચાસને આશરે રસ્તો જાય છે તે રસ્તે જોડેલા ગાડા સાથે અથવા પગે ચાલીને જવા આવવાનો મારો વહીવટ હતો.

૩ તારીખ ૨૫ માહે જુન સને ૧૮૮૨ ને રોજ પ્રતિવાદીએ સદરહુ રસ્તો અટકાવ્યો તેથી કરી તે રસ્તે મારું ગાડું લઈને કે પગે ચાલીને કોઈ રીતે હું જઈ શકતો નહીં

૪ તેથી કરીને નીચેની વીગત પ્રમાણે રૂપીઆ ૫૦ નું નુકશાન થયું તેને માટે મારે અરજ કરવાની કે સદરહુ રકમ પ્રતિવાદી પાસેથી અપાવો.
( જેજે નુકશાન થયું હોય તે લખવું. )
( સહી એકરાર આગળ પ્રમાણે )

## ગેરવાજબી માર બાબત.

હું ગંગાદાસ ગાંગડીદાસ ઉપર કહેલો વાદી જણાવું છું કે

૧ મોજે દોરા ગામમાં તા. ૨૦ મી માહે જુન સને ૧૮૮૨ ને રોજ પ્રતિવાદિએ મારા ઉપર હલો કર્યો અને મને ઘણોક માર માર્યો.

૨ તેથી કરીને હું માસ બે સુધી મારો ધંધો ચલાવી સકયો નહીં અને વૈદને બોલાવીને ઓસડ કરવામાં રૂપીઆ ૭૫ આપવાની મારે જરૂર પડી તથા ત્યારથી આજ સુધી મારાથી મારે કાને સંભળાતું નથી ( વિગરે જે જે નુકશાન થયું હોય તે લખવું ) તેથી કરીને હું અરજ કરૂં છું કે પ્રતિવાદી પાસેથી રૂપીઆ ૩૦૦ નો બદલો મળવાનો ફેંસલો કરી આપો. મથાળું સહી એકરાર આગળ પાને ૩૩ છે તે પ્રમાણે.

## આગગાડીના રસ્તા ઉપર થયેલી ઈજાને માટે.

મથાળું વગેરે પાને ૩૩ છે તે પ્રમાણે.

હું દેસાઇ સખીદાસ ઉપર કહેલો વાદી જણાવું છું કે

૧ તા. ૨૫ મી જુન સને ૧૮૮૨ ને રોજ પ્રતિવાદીઓ જે ભાડું આપે તે બધા મુસાફરોને મુંબાઇ તથા અમદાવાદ એ બે ઠેકાણા વચ્ચે રેલવેથી લઇ જનાર હતા.

૨ તે દીવસે મદરહુ રસ્તા ઉપરની પ્રતિવાદીઓની ગાડીઓમાંની એક ગાડીમાં હું ઉતારૂ હતો.

૩ હું એ પ્રમાણે ઉતારૂ હતો તેવામાં સદરહુ રસ્તા ઉપર વડોદરા અને ઇટોલા એ બે સ્ટેશન વચ્ચે પ્રતિવાદીઓના નોકરોની ગફલત અને બરાબર વાકેફગારી નહીં હોવાને લીધે ગાડીઓ સામ સામી અથડાઇ તેથી કરીને મને ઘણી ઇજા થઇ તથા મારૂં માથું ફુટયું તેથી વૈદને બોલાવીને ઓસડ કરવામાં મારે ખરચ થયું માટે મને પ્રતિવાદીઓની પાસેથી રૂ.૫૦૦) નો બદલો અપાવો.

## ખોટી રીતે ફોજદારી ચલાવી હોય ત્યારે.

મથાળું આગળ પાને ૩૩ છે તે પ્રમાણે

હું તખત બાવાજી બાવા ઉપર કહેલો વાદી જણાવું છું કે

૧ કરણે જંબુસર મધે તા. ૨૫ મી જુન સને ૧૮૮૨ ને રોજ સદરહુ શેહેરના માજીસ્ટ્રેટ પાસેથી ચોરીના આરોપનું પકડવાનું વારંટ પ્રતિવાદીએ કઢાવ્યું અને તે ઉપરથી મને પકડયો અને મને બાર કલાક કેદમાં રાખ્યો તેમાંથી છુટો થવા સારૂ રૂ. ૫૦૦] નો મેં જામીન આપ્યો.

૨ પ્રતિવાદીએ એ કામ મારા ઉપર અદાવત રાખીને અને વ્યાજબી કારણ વગર કર્યું છે.

૩ તા. ૨૯ મી જુન સને ૧૮૮૨ ને રોજ સદરહુ માજીસ્ટ્રેટે પ્રતિવાદીની

ફરીયાદ કાઢી નાંખી અને મને ગુનાથી છુટો કર્યો.

૪ સદરહુ પકડવાને લીધે મારા મનમાં મને ઘણું દુખ થયું અને મારો કામ ધંધો થઇ શક્યો નહીં.

તથા મારી આબરૂને બટો લાગ્યો તથા સદરહુ તહોમતની સામે મારો બચાવ કરવામાં મને ખરચ લાગ્યું તે બદલ મને પ્રતિવાદી પાસેથી રૂ. ૨૦૦] નો બદલો અપાવો.

---

## ઘર ભાડે આપનારે ઘરનો કબજો લેવાને માટે.

હું કાકાજી બાવા ઉપર કહેલો વાદી જણાવું છું કે

૧ નડીઆદ મધે તા. ૨૫ જુન સને ૧૮૮૨ ને રોજ ભાડાચીઠી લખી લ-ઇને કરણે નડીઆદ મધે શેઠ પોળમાંનું મારૂં ઘર મેં પ્રતિવાદીને તા. ૨૬ જુન સને ૧૮૮૨ થી એક વરસની બોલીએ દરવરસે રૂ. ૨૫) ભાડું ઠરાવીને ભાડે આપ્યું.

૨ ઠરાવેલી મુદત વીતી ગઇ છે અને ભાડાની રકમ પણ પ્રતિવાદીએ મને આપી નથી.

૩ તે ઉપરથી મેં તેને સદરહુ ઘરમાંથી નીકળવાને ઘણીવાર કહ્યા છતાં તે ઘરનો કબજો મને નહી આપતાં પ્રતિવાદીએ પોતાનો પાસે રાખ્યો માટે વાદીની અરજ નીચે પ્રમાણે છે.

૧ સદરહુ ઘરનો કબજો અપાવો.

| | | રૂ. આ. પા. |
|---|---|---|
| ૨ | એક વરસના ચડેલા ભાડા બદલ | ૨૫– ૦– ૦ |
| ૩ | કબજો નહી છોડવાથી નુકશાનીના | ૧૦– ૦– ૦ |
| | દાવો | ૩૫– ૦– ૦ |

તારીખ, માસ, સાલ.

## ભાડે રેહેનારે કરવાની.

હું ગોપાળ ગણેશ ઉપર કહેલો વાદી જણાવું છું કે

૧ કસ્બે આમોદ મધે પ્રતિવાદીનું એક ઘર સાંઢુસી પોળમાં છે (તેની ચતુર સીમા લખવી હોય તો લખવા)

૨ સદરહુ ઘર તા. ૨૫ મી જુન સને ૧૮૮૨ ને રોજ મારી પાસેથી વરસ એકના રૂ. ૧૨ આપવાની તેની ભાડા ચીઠી લખી લઇને પ્રતિવાદીએ

તા. ૨૬ જુન સને ૧૮૮૨થી વરસ એકની બોલીએ મને ભાડે આપ્યું.

૩ પ્રતિવાદી મને કબજે ન આપતાં દબાવી પડયો છે માટે મારે અરજ કરવાની કે સદરહુ ઘર મને નહી આપવાથી મને રૂ. ૨૪ નું નુકશાન થયું છે તે અપાવો તથા લખી આપેલી ભાડાચીઠી રદ કરાવો.

### ઘરાણે આપનાર શખસ છોડાવતો ન હોય ત્યારે

હુ ઈશ્વર છગનભાઈ ઉપર કહેલો વાદી જણાવું છું કે

૧ મોજે દોરાના મધે તા. ૨૫મી જુન સને ૧૮૮૨ ને રોજ રૂ. ૫૦૦) ના અવેજમાં મોજે દોરાની સીમનુ સરવઈ નંબર ૮૫ નુ ખેતર એકર ૧૦-૨ સદરહુ લખેલા દસ્તાવેજનીતારીખથી પાંચ વરસની અવધે પ્રતિવાદીએ મને ગીરો લખી આપી મને કબજે આપ્યું છે.

૨ સદરહુ ખેતર હાલ મારા કબજામાં છે અને તેને છોડાવવાની મુદત વીતી ગઈ છે.

૩ વાદીની અરજ એ છે કે સદરહુ રૂ. ૫૦૦] તથા ફરીયાદીનું ખરચ કોરટ ઠરાવે તે દીવસે પ્રતિવાદીએ મને આપવું અને ન આપે તો સદરહુ ઘરાણીઆ ખેતર છોડાવવાનો તેનો હક જાય.

### ઘરાણે રાખનાર કબજો છોડતો ન હોય ત્યારે

હું બાપુજી દેસાઈ ઉપર કહેલો વાદી જણાવું છું કે.

૧ દોરા ગામ મધે મેં પ્રતિવાદીની પાસેથી રૂ ૫૦૦) રોકડા લઈને તેના અવેજમાં પ્રતિવાદીને ( તા૦ ૨૫ મી જુન સન ૧૮૮૦ ને રોજ ) સન ૧૮૮૦ ના માહના સુમારમાં ગીરોનો દસ્તાવેજ લખી આપી તેમાં જણાવેલું ઘર તથા જમીન પ્રતિવાદીના કબજામાં આપ્યાં છે અને સદરહુ દસ્તાવેજ આમોદના રજીસ્ટ્રારની આફીસમાં નંધાએલો છે તેમાં એવી સરત છે કે જ્યારે સદરહુ દસ્તાવેજમાં લખેલા રૂપીઆ પ્રતિવાદીને જે દીવસે આપવામાં આવે તેજ દિવસે તેમાં લખેલી સરતો માફક પ્રતિવાદીએ અમારા કબજામાં આપવો.

૨ સદરહુ ઘરાણીઆ બાબતથી મારે પ્રતિવાદીનું રૂ ૫૦૦) નું દેવું નીકળે છે તે હું પ્રતિવાદીને આપવાને તૈયાર તથા રાજી છું અને આ ફરીઆદ અરજી કર્યા પેહેલાં પ્રતિવાદી તેના નિકળતા રૂપિઆ લેઈ મારી મીલકત મને સોંપે તે બાબત ઘણી મેહેનતી તથા નોટીસથી ખબર આપી છે અને નોટીસમાં મીલકત છોડી દેવાની તારીખ બતાવી છે તે પણ વીતી ગઈ છે.

૩ હું વાદીની અરજ એ કે સદરો માગવાની છે કે

1 સદરહુ મિલકત ઘરાણીઆમાંથી હું છોડાવું અને પ્રતિવાદી ને રૂ ૫૦૦) કોરટ ઠરાવે તે દિવસે હું આપું એટલે પ્રતિવાદીની પાસેથી તે મિલકત મને અપાવો.

૨ તે મિલકત અટકાવી રાખ્યા બદલ નુકસાનીના રૂપિઆ ૫૦ અપાવો.

તારીખ માસ સન

## જપતી ઉઠાવવાનો રીપોટ.

વાગરાના સેકંડ કલાસ જડજની કોરટમાં.

રીપોટવાળો.

નંબર. સને ૧૮૮૨.

| | જાત. | ઉમર. | ધંધો | રેહેવાનું ઠેકાણું |
|---|---|---|---|---|
| પરસોતમ ઓધવ. | પાટીદાર. | ૨૬ | ખેતી. | દોરા પ્રગણે આમોદ |
| સામાવાળો, | | | | |
| તળશી ગોરધન | ઠકર. | ૫૨ | વ્યાજ | " |

હું રીપોટવાળો પરસોતમ ઓધવ જણાવું છું કે

સામાવાળો મજકુરનું હુકમનામું પોતાના દેણદાર લખમીદાસ જીભાઇ ઉપર થયું હશે તેના જોરથી નંબર ૩૧૧૯ સન ૧૮૮૨ ની દરખાસ આપી નીચે લખેલી મીલકત પોતાના દેણદારને કહી જપત કરાવી છે પણ એ મીલકતપર તેના દેણદારનો કંઇ હક નથી જપતી થતા પહેલાંથી સંવત ૧૯૩૪ ના વૈશાખ વદી ૫ તા૦ ૨૨ મે સન ૧૮૭૮ ના દસ્તાવેજથી રૂપિયા ૨૯૫) ના અવેજ માં લખમીદાસ જીભાઇએ મને વેચાણ આપી છે ત્યારથી મારા કબજા વહીવટમાં છે માટે અરજ કરૂં છું કે શીવીલ પ્રાસીજર મુજબ તજવીજ કરી સામાવાળાની જપ્તી દૂર કરશો એ બાબત દાવો મીલકતની કીંમત મુજબ રૂપિઆ ૨૯૫) નો કરૂં છું.

---

તારીખ

---

સહી.

હું રીપોટવાળો પરસોતમ ઓધવ એકરાર કરૂં છું જે સદરહુ અરજમાં લખેલી વાત મારા જાણવા પ્રમાણે સાચી છે તારીખ.

---

સહી.

## વકીલાતનામું.

વાગરાના સેકંડક્લાસ જડજની કોરટમાં

વાદી પરશોતમ ઓધવ જાતે પાટીદાર ઉમર વરસ ૨૫ ધંધો ખેતીનો.

પ્રતિવાદી તળશી ગોરધન જાતે ઠકર ઉમર વરસ ૫૨ ની ધંધો વ્યાજ નો રહેનાર દોરાનો.

હું પરશોતમ ઓધવ રહેનાર મોજે દોરા પ્રગણે આમોદનાને સદરહુ ફરીઆદીમાંનો વાદી આ લેખ ઉપરથી માણેકલાલ બાળમુકંદ ને મારી વતી હાજર થઇને ઉપર લખેલી ફરીઆદીનું કામ ચલાવવા સારૂ વકીલ નીમ્યા છે

એ વાતની સાક્ષીને સટે તારીખ ૨૫ માહે જુન સન ૧૮૮૨ ને રોજ સહી કરી છે.

સહી

સાખ

સાખ.

---

## રાજીનામું આપવાની અરજી.

નંબર સન ૧૮૮૨

મથાળુ પાને ૪૪ છે તે પ્રમાણે લખવું.

(દાવો રૂ ૧૯૯) નો

હું પરશોતમ ઓધવ ઉપર કહેલો વાદી આ કામમાં રાજીનામું આપું છું કે આ દાવા બાબત પ્રતિવાદીએ ચુકાવ કરીને રૂ ૧૮૦) મુંબાઇગરા આપ્યા બાકીની હું છુટ મુકુ છું તેથી દાવા ઉપર તારો હક રહ્યો નથી તેથી મારું ખરચ મારે માંથે નાંખી મારી અરજી માંડીવાળો. તારીખ.

પરશોતમ ઓધવની સહી.

દરખાસ્ત આપવાનો નમુનો.

વાગરાના સે. ક. સ. જડજની

હું પા. ઈશ્વર જીજીભાઈ આ ઉપરથી નીચે લખેલા હુકમનામાની બજા

| મુકદમાનો નંબર. | પક્ષકારોનાં નામ. | હુકમનામાની તારીખ | હુકમનામા ઉપર કંઈ અપીલ થઈ છે કે શી રીત. | ખાનગી કાંઈ બંદોબસ્ત થયો હોય તો તે. | અગાઉ કંઈ દરખાસ્ત કરી હોય તેનું અને તેનું | |
|---|---|---|---|---|---|---|
| | | | | | | રૂ. |
| ૧૦ સન ૧૮૮૨ | પા. ઈશ્વર જીજીભાઈ દારાના વાદી<br>સામાવાળા.<br>પા મેઘજી મોરાર કેરેણાના—પ્રતિવાદી.<br>દાવો રૂ. ૨૦૯ નો | તારીખ ૭ મી ફેબ્રુઆરી સન ૧૮૮૨, | ના | રૂ ૧૪) સંવત ૧૯૩૮ ના અષાડ સુદ ...ના આવ્યા.<br>૧૪-૦-૦ | ૦ | ૦ |

હું ઈશ્વર જીજીભાઈ એકરાર કરૂં છું જે આ

## સાક્ષીની દરખાસ.

મથાળુ પાને ૪૪ છે તે પ્રમાણે

દાવો રૂ ૧૦૦ ) નો

હું ગોપાળ ગીરધર ઉપર કહેલો વાદી આ કામમાં દરખાસ આપું છું જે નીચે મુજબના બંને સાક્ષીઓને સમન કરીને બોલાવ્યેથી દાવાવાળુ ખત સામીલ થશે.

સાક્ષીની યાદી નીચે પ્રમાણે.

૧ ગંગાદાસ ગાંગડીદાસ જાતે કણબી ઉમર વર્ષ ૪૦ ની છે ધંધો ખેતીનો રહેવાશી મોજે દોરાનો

૨ શાહા. વીરચંદ રાયચંદ જાતે વાણીઓ ઉમર વર્ષ ૫૦ ની ધંધો દુકાનનો રેહેવાશી મોજે દખરનો.

સાક્ષીના ભથા ખદલ કાયદા પ્રમાણે રકમ આપવા હું ખુશીની સાથે તૈયાર છું.

—

તારીખ

સહી

## ખત રજુ કરવાની

નંબર સન ૧૮૮૨

મથાળુ પાને ૪૪ છે તે પ્રમાણે

દાવો રૂ.

આ કામમાં હું વાદી દરખાસ આપું છું જે ખત ૧ એક સંવત ૧૯૩૬ ના અસાડ સુદ ૧૧ ના રોજનું આ પ્રતિવાદીએ મને લખી આપેલું તેનો હિસાબ કરીને આપવું ખત દાવાવાળું છે તે રજુ કરેથી ધ્યાનમાં આવશે.

તા૦

સહી

## હુકમ લેવાની.

મથાળુ આગળ પ્રમાણે

દાવો રૂ નો

આ કામમાં હું વાદી આ દરખાસ આપું છું જે આ કામનો ફેસલો આ કોરટે તા૦ ૨૫ મી જુન સન ૧૮૮૨ ને રોજ કરયો છે તે કામના હુકમ નામાનો નકલ લેવા સારૂં કોરટ ફીની ટીકેટ આ સાથે રજુ કરૂં છું તે ઉપર

કોરટના સહી સીકા સુધાં તે નકલ આપવાનો હુકમ થવો જોઇએ તા૦
ઘ.ઠીનો સહી

## પ્રકરણ ૩ જું.



### નામું શીખવાની પ્રશ્નોતરી, તેના પાડેલાં ખાતાં અને તેઉપરથી કાઢેલા વ્યાજ સાથેનું દર્પણ.

રોજમેળ વિષે સુચના.

કેટલાએક લોકો રોજમેળ રાખે છે ને તે ઉપરથી મહીને મહીને આ-વરામાં ઉતારે છે પરંતુ સાધારણ દુકાનદારને તથા વ્યાજ વટંતરનો વેપાર ક-રતા જાય છે અને વળી ખેતી વિગરેનો બીજો ધંધો પણ જોડે કરે છે તેવા લોકોને એવી રીતે લંબાણનું લખાણ રાખવાને કંઇ જરૂર જેવું નથી. માટે તેઓ બરાબર રીતે બાર માસની ઉપજ ખર્ચના હિસાબ કાઢી શકશે.

આ સાથેના પ્રશ્નો અને તેના ઉત્તરોનું જો બરાબર રીતે અવલોકન કરશે તો આશા છે કે દરેક બાબતનું જમે ખર્ચ પાડવાને શક્તિમાન થયા સિવાય રેહેશે નહીં.

વળી ખત તથા ખાતાં વિગરે પાડી લેઇ નાણું ધીરનારને પણ ઉપયો-ગી પડે એવા પ્રશ્નો પણ અંદર મુકેલા છે જેથી તેને પૈસા ધીરે તેનું, તથા હિસાબ સમજી આપ લે કરે તેનું, જમે ખર્ચ કરવાને પણ હરકત રેહેશે નહીં.

એ રીતે દુકાનને અને ઘરને લાગુ પડે એવા સઘળા પ્રશ્ન મુકવામાં આવ્યા છે જેથી કરી આ પ્રશ્નોનો અનુભવ કરનારે નામું લખવાની બાબતમાં ( પુરે પુરો તો નહી પણ સાધારણ રીતે ) માહીતગાર થયા સિવાય રેહેશે નહીં.

લખતી વખતે જે તારીખ અથવા તિથી મહિનો અને સન હોય તે પ્રથમ લખવું.

પછી જમે ઉધારની લીટી જ ———— ઉ ———— આવી રીત દોરવી. પ્રથમ જમે બાજુએ સિલીક લખવી.

આવેલા પૈસા જમે બાજુએ અને ગયેલા પૈસા ઉધાર બાજુએ લખવા. ( કેટલીક ઠેકાણે ઉલટી રીતે પણ લખે છે )

માલ તથા દાણા વિગરે વેચવાથી જે રૂપિયા આવે તેને વકરા ખાતે જમે એમ જમે બાજુએ લખવું.

કાંઇ માલ વેપાર કરવાને માટે વેચાતો લઇએ અને તેના જે રૂપિઆ આપવા પડે તે ખરીદ ખાતે ઉધારવા જોઇએ.

કોઇ માલ અથવા વસ્તુ વાપરવા આણી હોય તેના જે રૂપિઆ આપવા પડે તે ખર્ચખાતે ઉધારવા જોઇએ.

કોઇ માણસ રૂપીઆ આપી જાય અથવા આપણે ત્યાંથી લઇ જાય તો તે રૂપિઆનું જમે ખર્ચ તે લેનાર દેનારને નામને ખાતે કરવું જોઇએ.

હુંડામણ ગરા કે ખાખાથી રૂપિયા વટાવ્યાથી વટાવ લેવો દેવો પડે તો તેનું જમે ખર્ચ વટાવ ખાતે કરવું જોઇએ.

ઉપર જે ખાતાં કહ્યાં છે તે વગર બીજા જેને જે જોઇએ તે નામના ખાતાં રાખવાને હરકત નથી.

રોજમેળમાં જે ખાતે આવેલી હોય તે રકમ ખાતાવહીમાં તે ખાતે યાદ રાખીને તુરત નોંધી દેવી ને જે ખાતે પાને નોંધાય તે ખાતાનું પાનું રોજમેળમાં આવેલી રકમ નીચે ટાંકવું.

દરરોજ સાંજે રોજમેળમાં સિલિક કાઢયા સિવાય સુવું નહીં પ્રથમના દિવસની સાંજે કાઢેલી સિલિક આવતા નવા રોજની સવારના મેળમાં પ્રથમ જમે કરવી પછી આગળ જે લખવાનું હોય તે લખવું.

## પ્રશ્ન ૧ લો.

શીખનાર તમે ધારો કે આજે સંવત ૧૯૩૮ ના ફાગણ સુદી ૫ છે અને તમે આજથી તમારા ઘરનું [ અથવા દુકાનનું ] નામું રીતે નામું લખવા તઇયાર થયા છો; તેથી તમે પાછલું લેણું દેણું [illegible] નકી કર્યું તેમાં જે જણાયું તે નીચે પ્રમાણે.

૧ હાલ આપણી પાસે રૂ ૧૧ છે અને આપણું લેણું રૂ૦ ગોકળ વીઠલની પાસે રૂ૦ ૨૦૦ નું છે તેની વીગત નીચે મુજબ

રૂ ૧૨૫) નું ખત સંવત ૧૯૩૫ ના ચૈતર ૧ ની મિતિનું

રૂ ૫૦] નું ખાતુ રસીદની ટીકિટ વાળું ૧૯૩૫ ના વૈશાક સુદી [illegible] મિતીનું

રૂા. ૨૫] નું ગણોત સંવત ૧૯૩૪ માં લખેલું સંવત ૧૯૩૫ ના વૈશાક સુદી ૧૫ મે ભરવાના વાયદા વાળું

અને હાલ આપણે શા૦ ધીરજી ધનશાના રૂ ૧૦૦] દેવા છે તેની વીગત

રૂ ૯૯] સંવત ૧૯૩૭ ના પોસ વદી ૮ની મિતિ ખાતુ પાકું આપ્યું છે

એ રીતે સિલિક લેણું તથા દેણું છે તેનુ પ્રથમ આજરોજ જમે ખર્ચ કરો.

# રોજમેળ.

૧ ઉતાર.

સંવત ૧૯૩૮ ના કારતક સુદી ૧ ને વાર સોમનો મેળ દોર્યો છે.

જ

૧। શ્રી જણસ ખાતે જમે
૧ રોકડો મુંબાઇગરો.
૦। છુટા પૈસા નંગ ૧૧

૨૦૦) પાછલા લેણા ખાતે જમે
૧૨૫) નું ખત રહ્યાં ઉપર
૫૦) નું ટીકીટવાળા ખાતા ઉપર
૨૫) ગણોત નંબર ૧ ના
૨૦૦।

ખા. પા. ૧

૯૯] શા ધીરજી ધનજીને ખાતે જમે
૯૯) અંકે નવાણું બાબતે ખા
તુ નંગ ૧ સંવત ૧૯૩૮ ના
પોષ વદી ૮ ની મિતિનું ર-
સિદની ટીકીટવાળું પાડી આ-
૧॥ પીને રૂપિઆ આપ્યા છે તે
બાબત.

ખા. પા. ૧
૩૦૦।

ઉ

૨૦૦) પા. ગોપાળ વીઠલને ખાતે ઉધાર
૧૨૫) અંકે એકસોને પચીસ
મુંબાઇગરાનું ખત નંગ ૧ એક
સંવત ૧૯૩૬ ના ચૈતર સુદી
૧ ની મિતિનું

૫૦) અંકે પચાસ મુંબાઇ-
ગરાનું રસીદની ટીકીટવાળું
ખાતુ સંવત ૧૯૩૬ ના વૈ-
શાક સુદી ૨ ની મિતિનું

૨૫) અંકે પચીસ મુંબાઇગરાનુ
ગણોત ૧૯૩૫ માં લખેલું
સંવત ૧૯૩૬ ના વૈશાક
સુદી ૧૫ ના વાયદાનું.

૨૦૦]
ખા. પા. ૧

૯૯] પાછલા દેવા ખાતે ઉધાર
૯૯] રસિદની ટીકીટવાળા ખાતા ઉ-
પરથી
ખા. પા. ૧

૧। સિલિક આવતા દીન સારૂ
૧। મુંબાઇગરો રોકડો

૦। પૈસા છુટા

૧।

૩૦૦।

માગસર વદી ૮ ને વાર બુધનો મેળ દોર્યો.

પ્રશ્ન.

૨—દોઢ ભાર કપાસ દર રૂ ૧૦૦ લેખે રોકડા રૂપિઆ લઇને શા૦ મોરારજી માણેકચંદને ત્યાં વેચ્યો.

૩—પાંચ મણ બાજરી દર મણના રૂપિઆ એક લેખે } રોકડા રૂપિઆ આપ્યા
ઘી શેર ૬। દર રૂ. ૧ નું ૨॥ શેર લેખે } ઘી ખાવા આણ્યું

રૂ. ૧ મુંબાઇગરાનો સેનો ગજ ૧ રાયચંદ હીરાચંદને ત્યાંથી [ઉધારે આણ્યો.]

૬—રૂપિયા ૧૨૦ બાબાશી શા૦ રાયચંદ હીરાચંદ આપણે ત્યાં જમે કરાવા આવ્યો તેના મુંબાઇગરા કરીને જમે કરવાના છે વટાવનો દર રૂ. ૨૦નો છે સંવત ૧૯૩૮ ના માગસર વદી ૮ ને વાર બુધનો મેળ દોર્યો છે.

જ

૧। શ્રી જણશ ખાતે જમે
૧] રોકડો મુંબાઇગરો
૦। પૈસા છુટા સોળ

૧૫૦] શ્રી વકરા ખાતે જમે
૧૫૦] અંકે દોઢસો મુંબાઇગરા બાબતે કપાસ ભાર ૧॥ દર રૂ. ૧૦૦ લેખે વેચ્યો

ખા. પા. ૧

૧૦૧ શા૦ રાયચંદ હીરાચંદને ખાતે જમે હા. પોતે
૧૦૦] મુંબાઇગરા રોકડા
૧૨૦] બાબાશી રોકડા
૨૦ વટાવનો દર ૨૦ લેખે જાય

ઉ.

૮॥ શ્રી ખરચ ખાતે ઉધાર
૫] બાજરી મણ પાંચ દર રૂ૧ની
૨॥ ઘી શેર ૬। દર રૂ ૧ નુ ૨॥ શેર લેખે
૧ સેનો ગજ ૧ અંગરખાંને માટે

ખા. પા. ૨

૨૬૭॥ સિલિક
૧૪૭॥ મુંબાઇગરા.
૧૨૦ બાબાશી.

૨૬૭॥

૨૭૨।

૧૦૦ વટાવ જતાં મુંબાઈગરા ૫
પા તે

૧૦૦

૧] સેનો મજ ૭ આણ્યો તેનો

૧૦૧

ખા. પા. ૨

૨૦] શ્રી વટાવ ખાતે જમે
૨૦ હા. શા. રાયચંદ હીરાચંદ
ખા. પા. ૩

૨૭૨

પોસ વદી ૭ ને વાર નો મેળ

પ્રશ્ન.

૪ થાનો ચાલુ પુછેલો ૨ ૯૯) મુંબાઈગરા શા. રાયચંદ હીરાચંદ આપણે ત્યાંથી લઈ ગયો.

૫— ૨ ૨૦) ખાખાથી શા. દુર્લભ શામરાજ સવારમાં જમે કરાવી ગયો ને તેજ સાંજે વટાવ માંડી વાળી તેજ રૂપિઆ મુંબાઈગરા જમે કરવાના ઠર્યા.

૩ જાનો ચાલુ ગોળ મણ ૧। ૫ શેર દા. રૂ. ૨ા લેખે તથા રૂપિયા એકનાં પતાસાં શે. ૪ ઘરમાં ખાવાને માટે આણ્યાં રોકડે રૂપિએથી.

૬— કપાસભાર ચાર રોકડેથી ખરીદ કર્યા દા. ૯૫ લેખે નફો મળે-થીવેચી નાંખવાના ઇરાદાથી.

૨ જાનો ચાલુ કપાસભાર ૪ વેપારી મુળચંદ વેણીચંદને ત્યાં દા. રૂ ૧૦૨) ને ભાવે ઉધારે આપ્યો અને તે આજે જોખી ગયા.
અને ઘઉં કળથી ૮૦ ઘરમાંથી વેચ્યા દર રૂા. ૨૦ લેખે રો-કડેથી.

સંવત ૧૯૩૮ ના પોસ વદી ૮ ને વાર શુક્રનો મેળ કર્યો છે.

જ | ઉ.
---|---
૧૬૩॥ શ્રી જમુથ ખાતે જમે | ૯૯] શા. રાયચંદ હીરાચંદને ખાતે
૧૪૩॥ મુંબાઈગરા. | ૯૭] રોકડા મુંબાઈગરા હા. પોતે

૧૨૦ ખાખશી.

---

૨૦] શા૦ દુર્લભ શામરાજને ખાતે
૨૦] ખાખાથી રોકડા હા. પોતે
ખા. પા. ૩

---

૨૦૦૮ શ્રી વદરા ખાતે જમે.
૪૦૮ કપાસ ભાર ૪ આપ્યો તેના
૧૧૦૦] ઘઉ કળશી ૮૦ દર રૂ.
૨૦ લેખે વેચ્યા તેના

---

૨૮૦૮
ખા. પા. ૧

---

૧૬॥ા શા. દુર્લભ શામરાજને ખાતે
૧૬॥ા મુંબાઇગરા હા. પોતે
૨૦ ખાખાથી રોકડા

---

૩]– વટાવ બાદ ગયો

---

૧૬॥ા
ખા. પા. ૩

---

૩]– શ્રી વટાવ ખાતે જમે
૩]– હા. શા. દુર્લભ શામરાજ
ખા. પા. ૩

---

૨૩૧૧॥।

ખા પા. ૨

---

૪ા–॥ શ્રી ખરચ ખાતે ઉધાર
૩ા–॥ ગોળ મણુ ૧ા ૫ શેર દર
રૂ ૨ા
૧] પનાસાં શેર ૪

---

૪ા–॥
ખા. પા. ૨

---

૩૮૦] શ્રી ખરીદ ખાતે ઉધાર
૩૮૦] કપાસ ભાર ૪ દર રૂ૯૫
લેખે ખરીદ કર્યો
ખા. પા. ૧

---

૪૦૮] શા૦ ગુળચંદ દેવચંદને ખાતે
ઉધાર
૪૦૮] કપાસ ભાર ૪ ચાર દર રૂ
૧૦૨ લેખે આપ્યો તેનો
ખા. પા. ૩

---

૨૦] શા૦ દુર્લભ શામરાજને ખાતે
૨૦] ખાખાથી બાબત નીચે પ્રમાણે
૧૬॥ા મુંબાઇગરા જમે
રાખ્યા છે
૩)– વટાવ દર રૂ૧૮ લેખે
કાપ્યો

---

૨૦]
ખા. પા. ૩

---

૬૧૧ા–॥

૧૯૦૦ાા સિલિક

૧૨૬૦ાા મુંબાઈગરા

૧૪૦] બાબાશી

૨૦૧૧ાા

મહા માસનો મેળ.

પ્રશ્ન.

૭— રૂ૭૫૦] પેતોળીયાં વટાવી બાબાશી લીધા વટાવ દર ૨૦ નો છે

૪ થીને ચાલુ રૂ૨૧૨] મુંબાઈગરા રોકડા ભરી ગયો [ શા૦ રાયચંદ હીરાચંદ ] બાબતે

૮—રૂ૯૨૦] બાબાશી પેતોળીયાં કરાવ્યા વટાવ ભાવ રૂ ૧૫ લેખેથી

૯—મેં આજે જમીન એકર ૭-૨૦ ગુંઠા રજીસ્ટર કરાવી રૂ ૫૦૦] રોકડા આપી ગલાબ ગોકળ પાસેથી વેચાણ રાખી

૧૦—મેં આજે જમીન એકર ૮ ગણોતે ખેડવા મોરાર નથુને રૂ ૭૫ થી આપીને તેની પાસેથી એક સાલી ગણોત લખી લીધું

ઉત્તર ૨

સંવત ૧૯૩૮ ના મહા સુદી ૧૫ ને વાર શુક્રનો મેળ દોર્યો છે

| જ | ઉ |
|---|---|
| ૧૪૦૦ાા શ્રી જણસ ખાતે જમે<br>૧૨૬૦ાા મુંબાઈગરા<br>૧૪૦ બાબાશી | ૧૨૦] શ્રી વટાવ ખાતે ઉધાર<br>૧૨૦] બાબતે રૂ ૯૨૦ બાબાશી રોકડા રૂ ૧૫] લેખે વટાવ્યા તેનો વટાવ<br>ખા. પા. ૩ |
| ૧૫૦] શ્રી વટાવ ખાતે જમે<br>૧૫૦] બાબાશી બાબતે નીચે પ્રમાણે<br>૭૫૦ ] મુંબાઈગરાના બાબાશી કરાવ્યા દર રૂ૨૦] લેખે<br>ખા. પા. ૩ | ૫૦૦] જમીન વેચાણ ખાતે ઉધાર<br>૫૦૦] અંકે પાંચસેં મુંબાઈગરા બાબતે જમીન એકર ૭-૨૦ ગુલાબ ગોકળ પાસેથી દસ્તાવેજ રજીસ્ટર કરાવી વેચાણ રાખી<br>ખા. પા. ૪ |
| ૨૧૨] શા૦ રાયચંદ હીરાચંદને ખાતે<br>૨૧૨] અંકે બસેં બાર રૂપિઆ | ૭૫) પા. મોરાર નથુને ખાતે ઉધાર |

રોકડા હા. પોતે ભરી ગયો છે
ખા. પા. ૨

૭૫] શ્રી ગણોત.ખાતે જમે
૭૫] અંકે પોણોસો બાબતે જ
મીન એકર ૮ ખેડવા આપી તેના
ખા. પા. ૪

૧૮૩૭ાા

૭૫] અંકે પંચોતેર મુંબાઈગરા
બાબતે ખેતર નંબર ૪૫ નું એ
કર ૮ નું એકસાલી ગણોત તે
સંવત ૧૯૩૯ ના ફાગણ સુદી ૨
ના વાયદાવાળું લખી લઈને ખે
ડવા આપ્યું તેના
ખા. પા. ૪

૧૯૫)
૧૧૪૨ાા સિલિક આવતા દિનને સારૂ
૧૭૨૨ાા મુંબાઈગરા
૧૨૦] બાબાશી

૧૧૪૨ાા

૧૮૩૭ાા

ફાગણનો મિળ
પ્રશ્ન.

૧૧ આજ રોજ શા૦ રાયજી રામદાસ પાસેથી જમીન એકર ૨૫ ગ-
ણોતે ખેડવા સારૂ રાખીને રૂ ૨૫૦ ] નુ ગણોત લખી આપ્યું.
૪ થાનો ચા શા૦ રાયચંદ હીરાચંદ રૂ ૧૯૯ મુંબાઈગરા લઈ ગયો

હુ ૩

૧૨ પટલ ઓધવ વસને રૂ ૨૦] રોકડા આપ્યા અને તેના ઉપર રૂ ૪]
નો ચઢાવો કરીને રૂ ૨૪ નું ખાંધાનું ખત દર માસે રૂ૪] ભરે એ
રીત માસ ૬માં સઘળા રૂપીઆ ભરી દે એવા ઠરાવનું લખી લીધું છે
દુકાનો ચાલુ રૂ ૧૮૩ ના માલની ગાંસડી શ્રી મુંબાઈના ગણપત ગીરધર શેઠની
નંબર ૧ દુકાનેથી આપણી દુકાનને માટે મોકલી અને તેનું ભરતીયું પણ
આવી ચુક્યું છે પણ તેના રૂપીઆ આપણે મોકલ્યા નથી માટે
હુંડી કરાવીને યા બીજી રીતે મોકલવાના બાકી તેનું જમે ખર્ચ
આજે કરવાનું છે [ ભરતીઆમા લખેલા માલ વીગરેની વીગત
ઉત્તરમાં કરેલી છે માટે અત્રે જણાવી નથી ]

ઉત્તર

સંવત ૧૧૯૩૮ ના ફાગણ સુદી ૮ ને વાર સનીનો મેળ શરૂ છે

જ — ઉ

૧૧૪૨ાાા શ્રી જણસ ખાતે જમે
૧૦૨૨ાાા મુંબાઇગરા.
૧૨૦ બાબાશી.

૧૧૪૨ાાા

૨૫૦] શા. રાઇજી રામદાસને ખાતે જમે
૨૫૦] અંકે અઢીસેં મુંબઇગગ
બાબતે ખેતર નંબર ૩૫ વાળુ એ
કરૂ ૨૫] ખેડવા રાખ્યું તેનું
સંવત ૧૯૩૯ ના ફાગણ સુદી ૨
નો વાયદા વાળુ ગણોત લખી
આપ્યું તેના
ખા. પા. ૫

૪] શ્રી વ્યાજ ખાતે જમે
૪] અંકે ચાર હા૦ ઓધવ વસન
ને ખાતે ઉધાર
ખા. પા. ૫

૧૮૩ શ્રી મુંબાઇના શેઠ ગણપત ગી-
રધરને ખાતે અમારી વતીના જ
મે મહા વદી ૧૪ ને વાર નુ
બાબતે અમારી દુકાન ખાતે કા
જ. મોકલ્યું તેનું ભરતીક બીડયુ
છે પ્રમાણેજમે કર્યુંછે તેનીવીગત.
૨૫ાા દોટીના તાકા નંગ ૨ કર
૧૨ાા સેખે
૧૫ દોટીના તાકા નં ૨ કર
૭) સેખે
૭૨] અનાત લપખીરીઆ રંગની

૨૫૦] શ્રી ગણોત ખાતે ઉધાર
૨૫૦] જમીન એકર ૨૫] એક
સાલો ગણોતે ખેડવા રા
ખી તેના
ખા પા. ૪

૧૯૯] શા. રાયચંદ હીરાચંદને ખાતે
૧૯૯] અંકે એકસોને નવાણુ
મુંમાઇગગ બાબતે રોકડા
હા. પોતે.
ખા. પા. ૨

૨૪] પા. ઓધવ વસનને ખાતે ઉધાર
૨૪] અંકે ચોવીસ મુંબાઇગરાનુ
બાંધાંનું ખત લખી લીધું
આજની મિતિથી ૧૨ માસે
૪ રૂપિઆ ભરવાના કરાવનુ
૨૦] રોકડા આપ્યા
૪] વ્યાજનો ચડાવો

૨૪
ખા. પા. ૫

૧૮૩] શ્રી ખરીદ ખાતે ઉધાર
૨૫ાા ચોનારો તાકા નંગ ૨
કર રૂ ૧૨ાા સેખે
૧૪ા દોટીના તાકા નંગ ૨
કર ૭) સેખે
૭૨] અનાત લપખીરીઆ રંગની
વાર ૮૦
૨૦ કુલાઠીન વાર ૨૫

વાર ૮૦
૨૦।– ફ્લાટીન નં.ર ૧૫
૨૩।૱ કાશ્મિરના તાકા નંગ ૧૫
૨૦।। જામદાનીના પેસ નંગ ૪
૬૨ ૩૫)૱

---

૧૭૧।
ઘ
૩।।૦।ટકા બે લેખે વટાવના જાય
૧૭૨ાા૱।।। બાકી નકી મુંબાઇગરા
અસલ કીમત.
૧૦।૦। ખરચ માલ ઉપર ચડયો
તે.
૩।૦। કંતરાણ, સુતળી
તથા પાટા સીઢાના
૨) સ્ટેશન સુધીનું
ભાડું.
૫) ગાડીનું નુર.

---

૧૦।૦।

---

૧૮૩) હા. શ્રા
ખરીદ ખાતે ઉધાર
ખા.પા. ૫

---

૧૫૭૮।૱।।

૨૩।૱ કાશ્મિરના તાકા નં-
ગ ૧૫
૨૦।। જામદાનીના પેસ નંગ
૪ ૬૨ ૩ ૫]૱ લેખે

---

૧૭૧।
ઘ
૩।૦। ટકા બે લેખે વટાવ ના
જાય
૧૭૩ાા૱।।। બાકી નકી મુંબાઇ
ગગ અસલ કીમત.
૧૦।૦। ખરચ માલ ઉપર
ચડયો તે
૩।૦। કંતરાણ સુત
ળી તથા પા-
ટા સીઢાના
૨) સ્ટેશન સુધીનું
ભાડું
૫) ગાડીનું નુર

---

૧૦।૦।

---

૧૮૩
ખા. પા. ૧

---

૯૨૩।૱।। સિલક
૮૦૩।૱।। મુંબાઇગરા-
૧૨૦) બાબામી

---

૯૨૩।૱।।

---

૧૫૭૮।૱।।

વૈશાખ વદી ૮ નો મેળ.

૧૩ આજે પટેલ ગોપાળ વીઠલ આપણી જોડે પોતાનો હિસાબ સમજવા આવ્યા છે. તેથી આપણે તેનું ખાતુ, ખત વિગેરે જે દસ્તાવેજ હતા તે

દીને હિસાબ કર્યો તેથી નીચે પ્રમાણે લેણું નીકળ્યું.

૧૨૫) નું ખત સંવત ૧૯૩

૫૦) ખાતુ

૨૫] ગણોતના

૮૬)॥ા વ્યાજવહીમાં વ્યાજ કાઢ્યા પ્રમાણે.

૨૮૬) ॥ા

એ રીતે લેણું નીકળે છે તેમાં સદરહુ ગોપાળ વીઠલ આપણને રૂ૫૧॥ા રોકડા આપે છે ને રૂ ૧૧૧ શા૦ રાયચંદ હીરાચંદ પાસેથી કબુલાવે છે રૂ. ૪૧) ના અવેજમાં એક ભેંસ આપે છે. અને બાકીનું આજ મિતિનું ખત લખી આપે છે. તેનું જમે ખરચ શી રીતે કરવું. કબુલાવેલા રૂપિઆ રોકડા નથી આવવાના પણ કબુલત કરનારને નામે ઉધારવાના છે.

ઉત્તર.

સંવત ૧૯૩૮ ના વૈશાખ વદી ૮ ને વાર બુધનો મેળ દોર્યો છે.

| જ | ઉ. |
|---|---|
| ૬૨૩॥ા શ્રી જણશ ખાતે જમે<br>૮૦૩॥ા મુંબાઈગરા<br>૧૨૦] બાબાસી | ૧૬૮॥ા પા. ગોપાળ વીઠલને ખાતે ઉધાર. |
| ૨૮૬)॥ા પા. ગોપાળ વીઠલને ખાતે જમે<br>૫૧॥ા એકે પોણીબાવન મુંબાઈગરા રોકડા હા. પોતે. | ૮૬ ॥ા વ્યાજ બાબતના ખત તથા ખાતાની મીતી થી આજ દીન સુધીનું વ્યાજવહી પા. મે વ્યાજ કાહાડયું તે પ્રમાણે |
| ૧૧૧) સા. રાયચંદ હીરાચંદ ની પાસે કબુલાવ્યા માટે રાયચંદને ખાતે ઉધારી રીને આ ખાતે જમે આપ્યા તે | ૮૨ એકે સવાબ્યાસી મુંબાઈગરાનું ખત નંગ ૧ આજની મીતીનુ લખી લીધું તે બાબતના |
| ૪૧] ભેંસ નંગ ૧ આપી | ૧૬૮॥ા<br>ખા. પા. ૧ |

તેના જમે આપ્યા તે

૮૨। આજની મિતિનું ખત નંગ એક લખી લીધું માટે તે અતરે જમેઆપ્યા.

૨૮૬ાા

ખા. પા. ૧

૮૬]ાા વ્યાજ ખાતે જમે

૮૬)ાા હા. પા. ગોપાળ વીઠલને ખાતે ઉધાર

ખા. પા. ૫

૧૨૯૫ાાા–ાા

૪૧) ઢોર ખરીદ ખાતે ઉધાર

૪૧) અંકે એકતાળીસ મુંબાઈગરા બાબતે પા. ગોપાળ વીઠલની પાસેથી લેણાને પેટે ભેંસ નંગ ૧ લીધી તે

ખા. પા. ૬

૧૧૧) શા. રાયચંદ હીરાચંદને ખાતે ઉધાર

૧૧૧) અંકે એકસોને અગીઆર મુંબાઈગરા બાબતે પા. ગોપાળ વીઠલની વતી પોતે કબુલત કરી તેના

ખા. પા. ૨

૩૨૦ાા

૯૭૫ાૢ સિલિક આવતા દિન સારૂ

૮૫૫ાૢ મુંબાઈગરો
૧૨૦) બાબાસી

૯૭૫ા –ાા

૧૨૯૫ાાા ાા

અશાડ વદી ૧૦ નો મેળના પ્રશ્ન.

| | |
|---|---|
| ૪ થાનો ચાલુ નંબર ૫ | શા. રાયચંદ હીરાચંદ રૂ ૩૧૮) મુંબાઈગરા રોકડા આજે આપણે ત્યાં ભરી ગયો. |
| ૧૪— | પા. કાનજી કુબેરને રૂ ૧૯૯) રોકડા આપ્યા અને તેનું ખત આજની મિતિનું લખી લીધું. |
| ૧૫— | પા૦ ગોવીંદ ગીરધરને રૂ ૧૨૦ ) બાબાશી આપ્યા પણ વટાવ ફી રૂ ૧૫ાા લેખે ગણી રસીદની ટીકેટ ચોડીને ખાતુ મુંબાઈગરાનું પાડી લીધું, |

૧૨ માનો ચાલુ પા. ઓધવ વસન રૂ ૮) પહેલા તથા બીજા બાંધાના ભ-
નંબર ૧ રી ગયા

ઉત્તર

સંવત ૧૯૩૮ ના અસાડ વદી ૧૦ ને વાર સોમનો મેળ દોર્યો છે

જ | ઉ.
--- | ---
૯૭૫ાત્ર સિલિક ખાતે જમે | ૧૯૯) પા. કાનજી કુબેરને ખાતે ઉધાર
૮૫૫ાત્ર મુંબાઇગરા. | ૧૯૯) અંકે એકસોને નવાણું
૧૨૦) બાબાસી. | રોકડા મુંબાઇગરા આપ્યા તેનું
 | ખત સ્ટાંપના કાગળ ઉપર તેરી
૯૭૫ાત્ર | ખ ટકા એક લેખેનું લખી લી
 | ધું છે
૩૧૮) શા. રાયચંદ હીરાચંદને ખાતે | ખા. પા. ૨
જમે | 
૩૧૮] અંકે ત્રણસેંને અરાઢ | ૧૦૩ાાત્રાા અંકે એકસો પોણાચાર રૂ-
રૂપિઆ મુંબાઇગરા રોકડા હા. | પિઆ અઢીઆના મુંબાઇગરા
પોતે. | હા. ગોવીંદ ગીરધરને ખાતે
ખા. પા. ૨ | ૧૨૦) બાબાસી રોકડા
 | આપ્યા
૮) પા. ઓધવ વસનને ખાતે | 
૮) બાંધાં નંગ બેના આવ્યા તે | ૧૬]-ાા વટાવ દર ૧ાા લેખે
હા. પોતે | જાય
ખા. પા. ૫ | ૧૦૩ાાત્રાા બાકી મુબઇગરા
 | નું ખાતુ રસીદની ટીકેટ ચો-
૧૩૦૧ાત્ર | ડી પાડી લીધું છે તેરોખનો
 | દર રૂ ૧ાા લેખે છે
 | ખા. પા. ૬
 | ૧૬)-ાા શ્રી વટાવ ખાતે ઉધાર
 | ૧૬)-ાા હા, પા, ગોવીંદ ગી-
 | રધરને
 | ખા, પા ૩

૩૧૯)
૯૮૨॥= સિલિક આવતા દિન સારૂ
૯૮૨॥= મુંબાઈગરા

૧૩૦॥=

આસો વદી ૩૦ ના મેળના પ્રશ્ન.

૧૬ મુંબાઈના શેઠ ગણપત ગીરધરના આપણી પાસે માલ મોકલ્યા બાબત... રૂપિઆ ૧૮૩) છે તેની હુંડી કરાવીને આજ રોજ ચુકતે હિસાબે મોકલી દીધી બજારમાં હુંડીના વટાવનો ભાવ રૂ ૨] ઉપર છે. એટલે ૧૦૨) ભરીએ તો ૧૦૦ ની હુંડી કરી આપે છે તેથી આપણે રૂ૧૮૩ નું વ્યાજ કાઢ્યું તેમાં રૂ ૮]= નીકળ્યા માટે રૂ ૧૯૧]= ની હુંડી કરાવવી જોઈએ તેને માટે અતરે રૂપીઆ ૨૦૦॥≡ શા. મોહનલાલ અમરજીની દુકાને ભરીને કરાવી લીધી.

૧૭ આજ રોજ ઓધવ વસન પોતાના બાંધાના ખતનો હિસાબ સમજવા આવ્યો તેણે પોતાને ખાતે વ્યાજ સાથે જે દેવા નીકળતા હતા તે ચુકતે હિસાબે ભરી ગયો (બાંધાનું વ્યાજ વ્યાજવહીમાં કાઢી બતાવ્યું છે)

સંવત ૧૯૩૮ ના આસો વદી ૩૦ ને વાર શુકરનો મેળ દોર્યો છે.

જ

૯૮૨॥= સિલિક રોજ ગુદસ્તની

૮)= શ્રી મુંબાઈના શેઠ ગણપત ગીરધરને ખાતે જમે

૮)= વ્યાજના સંવત ૧૯૩૮ ના આસો વદી ૩૦ ને વાર શુકર સુધીના

ખા. પા. ૫

૧]≡ શ્રી વ્યાજ ખાતે જમે

૧)≡ હા. પા. ઓધવ વસનને ખાતે ઉધાર

ખા. પા. ૫

ઉ

૧૯૧)= શ્રી મુંબાઈના શેઠ ગણપત ગીરધરને ખાતે ઉધાર

૧૯૧)= અંકે એકસો એકાણું રૂપિયા બેઆનાની હુંડી નં. ૧ શાહાજોગી હુંડી દેખાડે કે તુરત મુદતની અતરેના શા. મોહનલાલ અમરજીની દુકાનેથી કરાવેલી શ્રી મુંબાઈના શેઠ પ્રેમચંદ રાયચંદ ઉપરની આસો વદી ૩૦ને વાર શુકરની લખેલી અમોએ તમારી ઉપર બીડી છે

ખા. પા. ૫

૧૭)≡ પા. ઓધવ વસનને ખાતે જમે
૧૭)≡ રોકડા નગદી હા. પોતે
ખા. પા. ૫

૧૦૦૮ાાા≡

૮)≡ શ્રી વ્યાજ ખાતે ઉધાર
૮)≡ હા, શેઠ ગણપત ગીરધર ને ખાતે જમે
ખા. પા. ૫

ાા– શ્રી વટાવ ખાતે ઉધાર
ાા– હુંડી નંગ એક ૨૧૦] ≡ નીકરાવી તેના વટાવ દર ઉપર ભાવ ૨ ૫] લેખે
ખા. પા. ૩

૧]≡ પા. ઓધવ વસનને ખાતે ઉધાર
૧)≡ ખાંચાના વ્યાજના વ્યા. પા. પ્રમાણે
ખા. પા. ૫

૨૧૦]

૭૯૮ાાા≡ સિલિક

૧૦૦૮ાાા≡

૧૮ વરસ પુરૂં થવાના સબબથી લેણા દેણાના વ્યાજ આજરોજ વ્યાજવહી માં કાઢીને નકી કર્યાં છે માટે તેનું જમે ખરચ કરો.

સંવત ૧૯૩૯ ના કારતક સુદી ૧ ને વાર શનીનો મેળ દોર્યો છે.

જ

૭૯૮ાાા≡ શ્રી જણસ ખાતે જમે
૭૯૮ાાા≡ પુંબાઈગરા રોકડા

ાાા– શા, રાયચંદ હીરાચંદને ખાતે જમે
ાાા– વ્યાજ બાબતના વ્યાજ વહી ખા. પ્રમાણે
ખા. પા. ૬

ઉ

૪ાાા– શ્રી વ્યાજ ખાતે ઉધાર
૩ાાા– શા. રાયચંદ હીરાચંદને ખાતે જમે

૧)– શા. દુર્લભ શામરાજને ખાતે જમે

૪ાાા– ખા. પા. ૫

1]– શા, દુર્લભ શામરાજને ખાતે જમે
1)– વ્યાજ ખાબતના વ્યાજ-વહી પાને પ્રમાણે
ખા. પા. ૩

૨૦॥–॥ શ્રી વ્યાજ ખાતે જમે
૨૦॥–॥ શા, મુળચંદ વેણીચંદ ને ખાતે ઉધાર્યા તે
ખા. પા. ૫

૮૨૪।–॥

૨૦॥–॥ શા. મુળચંદ વેણીચંદને ખાતે ઉધાર
૨૦॥–॥ વ્યાજ ખાબતના વ્યાજવહી પાને પ્રમાણે
ખા. પા. ૪

૨૫॥=॥॥
૭૯૮॥॥= સિલિક
૭૯૮॥॥= મુંબાઈગરા

૮૨૪।–॥

## ખાતાવહી વિશે સુચના.

૧—ખાતાવહીનાં બે ચાર પૃષ્ટો કોરાં રાખવાં પછી ખાતાં પાડવા માંડવાં.

૨—જેમ જેમ રોજમેળમાં જમે ખરચ થાય તેમ તેમ ખાતાવહીમાં ખાતાં પાડતાં જવું અને જે પાને ખાતુ પડે તે પાનાનીપર પેહેલી કલમમાં (પેહેલાં) કોરાં પૃષ્ટમાં નોંધ રાખવી જેથી કરી ખાતુ ખોળવાને હરકત પડે નહીં

૩—જે બાબતથી આપણને ખરચ લાગે છે અથવા આવક થાય છે અને તે બાબત સબંધી તે ખાતે જમે ખરચ જાણવાની ઇચ્છા હોય તો તે નામનું જુદું ખાતું પાડવું જેમકે ગાડીના ભાડાના પૈસા ખરચ ખાતે ઉધારીએ તો ચાલે પણ કોઈને વારંવાર ગાડીએ બેશીને જવું પડે છે તે સબબ કદાપિ ગાડી ભાડું ખરચ ખાતે ન ઉધારતાં ગાડીભાડા ખાતુ જુદું રાખે તો રાખી શકાય, એ રીતે જેને જે ખાતાની જરૂર હોય તેણે તે ખાતાં પાડી રાખવાં.

૪—રોજમેળમાં જે ખાતે જમે ખરચ થાય તે ખાતુ તેજ વખતે ખાતાવહીમાંથી ખોળી કાહાડી તે ખાતામાં રકમ ઉતારવી ને તે ખાતાનું પાનું રોજમેળવાળી રકમની નીચે ટાંકવું ને રોજમેળનું પાનું ખાતાવહીમાં ટાંકવુ જેથી કરી બાબત ખોળવાને હરકત પડે નહીં.

૫—વર્ષની આખરે તમામ ખાતાં તપાસી જવાં અને જેનું ખત અથવા રસીદની ટીકેટ ચોડી ખાતુ પાડી લીધું હોય તેનું વ્યાજ કાઢવાની જરૂર નથી

સબબ કે માગણાનો જે દિવસે નિકાલ કરવામાં આવે તે દિવસે તેનું વ્યાજ કાહાડવાનું છે બાકીની જે આસામીઓ ખાતામાં રહી તેનું કાર્તક સુદી ૧ સુધી વ્યાજવહીમાં વ્યાજ કાઢીને નકી કરવું; ત્યાર પછી તે વ્યાજની રકમોનું રોજમેળમાં જમે ખરચ કરીને (રો. પા  જુઓ] જેમ હોય તેમ ખતવવી ખાતાવહીમાં જેના ખાતાની હોય તેને ખાતે જમે કે ઉધાર.

૬—ત્યાર પછી દરેક ખાતે લેણું કે દેવું જે નીકળતું હોય તે તે તપાસવાને દરેક ખાતામાં જમે ને ઉધાર જે રકમો આવી હોય તે રકમોના બંને બાજુએ બેવડી લીટી દોરીને સરવાળા મુકવા; તેમાં કઈ બાજુએ વધારે રકમ આવી છે તે તપાસી જોવું. જો સરવાળા બરાબર આવ્યા હોય તો તે ખાતામાં હવે જોવાને કંઈ બાકી જરૂર જેવું નથી. હવે દરેક ખાતે લેણું કે દેવું જે નીકળતું હોય તે નકી કરવું ને તે ઉપરથી ખા. પા. પ્રમાણે સરવાયું કાહાડવું. ને તે ઉપરથી મજેતા નફાની તારીજ કરવી. તે ઉપરથી જણાશે કે આ વરસમાં શેકડા કેટલો નફો મળયો.

૭—ત્યાર પછી આવલ સરવાયું કાડવું એટલે જે જે આસામીઓને ખાતે જે લેણું કે દેવું હોય તેનો નવા રોજમેળમાં રો. પા.  લામાં છે તેમ પ્રશ્ન ૧ લા પ્રમાણે જમે ખરચ લખવો ને તે નવી ખાતાવહીમાં ખતવવો ત્યાર પછી રોજમેળમાં તારીખ દોરી જેમ જેમ આપ લે થાય તેમ તેમ લખતા જવું.

વિશેષ.

૮—ખરીદ અને વકરા ખાતુ એકજ રાખવું જેમાં ખરીદ કરીએ તેની રકમ ઉધારે ને વકરાની રકમ જમે કરવી.

# ખાતાવહી.

## અનુક્રમણિકા.

| નંબર | ગામનું નામ | ખાતાદારનું નામ | ખાતાપાનું | નંબર | ગામનું નામ | ખાતાદારનું નામ | ખાતાપાનું |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | | ઓધવ હસન | ૫ | ૧૧ | | દુર્લભ રામરાજ | ૩ |
| ૨ | | કાનજી કુબેર | ૨ | ૧૨ | | ધીરજી ધનરાજ | ૧ |
| ૩ | | ખર્ચ ખાતું | ૨ | ૧૩ | | પાછલા લેણાદેવાખાતુ | ૧ |
| ૪ | | ખરીદ વકરા ખાતુ | ૧ | ૧૪ | | મુળચંદ દેવીચંદ | ૩ |
| ૫ | | ગણપત ગીરધર | ૫ | ૧૫ | | રાયચંદ હીરાચંદ | ૨ |
| ૬ | | ગણોતખાતું | ૪ | ૧૬ | | વટાવ ખાતું | ૩ |
| ૭ | | ગોપાળ વીઠલ | ૧ | ૧૭ | | વ્યાજખાતું | ૫ |
| ૮ | | ગોવિંદ ગીરધર | ૬ | ૧૮ | | મોરાર નથુ | ૪ |
| ૯ | | ઢોર ખરીદ વકરાખાતું | ૬ | ૧૯ | | રાયજી રામદાસ | ૫ |
| ૧૦ | | જમીન દેવાણ | ૪ | | | | |

### લેણા દેવાનું ખાતુ સંવત ૧૯૩૮ ની સાલનું

| જ | ઉ |
|---|---|
| ૨૦૦] રૈ. પા.૧ કારતક સુદી ૧ સોમ | ૯૯] રૈ. પા.૧ કારતક સુદી ૧ સોમ |
| ૨૦૦] | ૯૯] |
| ૧૦૧] બાકી દેવા સંવત ૧૯૩૯ ના કારતક સુદી ૧ | ૧૦૧] બાકી દેવા |
| | ૨૦૦] |

### પા. ગોપાળ વીઠલનું ખાતું સંવત ૧૯૩૮ ની સાલનુ ખાતું

| જ | ઉ |
|---|---|
| ૨૮૬]ાા રૈ. પા.૯ વૈશાખ વદી ૮ બુધ | ૨૦૦] રૈ. પા.૧ કારતક સુદી ૧ સોમ |
| | ૧૬૮ાા રૈ. પા.૯ વૈશાખ વદી ૧૨ રવી |
| ૨૮૬]ાા | ૩૬૮ાા |
| ૮૨ા બાકી લેણા | ૮૨ા બાકી લેણા ખતવ્યાં સંવત ૧૯૩૯ ના કારતક સુધી ૧ સુધી |
| ૩૬૮ાા | |

### શા. ધીરજી ધનશાહનું ખાતું સંવત ૧૯૩૮ ની સાલનું

| જ | ઉ |
|---|---|
| ૯૯] રૈ. પા.૧ કારતક સુદી ૧ સોમ | ૯૯] બાકી દેવા |
| ૯૯] | ૯૯] |
| ૯૯] બાકી દેવા સંવત ૧૯૩૯ ના કારતક સુદી ૧ સુધી | |

### શ્રી ખરીદ વકરા ખાતુ સંવત ૧૯૩૮ ની સાલનુ

| જ | ઉ |
|---|---|
| ૧૫૦] રૈ. પા.૨ માગસર વદી ૮ બુધ | ૩૮૦] રૈ. પા.૪ પોસ વદી ૮ શુક્ર |
| ૨૦૦૮] રૈ. પા.૪ પોષ વદી ૮ શુક્ર | ૧૮૩] રૈ. પા.૭ ફાગણ સુદી ૮ સની |
| ૨૧૫૮] | ૫૬૩] |

| | |
|---|---|
| | ૧૫૯૫] બાકી દેવા |
| ૧૫૯૫] બાકી દેવા સંવત ૧૯૩૯ ના કારતક સુદી ૧ સુધી | ૨૧૫૮] |

### શ્રી ખર્ચ ખાતું સંવત ૧૯૩૮ ની સાલનું

| જ | ઉ |
|---|---|
| ૧૨॥।-॥ બાકી લેણા | ૮॥ રૈ. પા.૨ માગસર વદી ૮ બુધ |
| | ૪।-॥ રૈ. પા. ૪ પોસ વદી ૮ ગુરૂ |
| ૧૨॥।-॥ | ૧૨॥।-॥ |
| | ૧૨॥।-॥ બાકી લેણા સંવત ૧૯૩૯ના કારતક સુદી ૧ સુધી |

### શા. રાયચંદ હીરાચંદનું ખાતું સંવત ૧૯૩૮ ની સાલનું

| જ | ઉ |
|---|---|
| ૧૦૧] રૈ. પા.૨માગસર વદી ૮ બુધ | ૯૯] રૈ. પા.૩ પોસ વદી ૮ ગુરૂ |
| ૨૧૨] રૈ. પા.૫માહાસુદી ૧૫ શુકર | ૧૯૯] રૈ. પા.૭ ફાગણસુદી ૮થની |
| ૩૧૮] રૈ. પા.૧૧ અસાડ વદી ૧૦સોમ | ૧૧૧] રૈ. પા.૧૦વૈશાખ વદી૮બુધ |
| ૩॥।-। રૈ. પા.૧૩કારતકસુદ ૧ સની | |
| | ૪૦૯] |
| ૬૩૪॥।-। | ૨૨૫॥।-। બાકી દેવા |
| ૨૨૫॥।-। બાકી દેવા સંવત ૧૯૩૯ ના કારતક સુદ ૧ સુધી | ૬૩૪॥।-। |

### પા. કાનજી કુબેરનું ખાતું સંવત ૧૯૩૮ ની સાલનું

| જ | ઉ |
|---|---|
| ૧૯૯] બાકી લેણા | ૧૯૯ રૈ. પા.૧૧અસાડવદી ૧૦ |
| ૧૯૯] | ૧૯૯] |

૧૪૮] બાકી લેણાખાતેથી સંવત ૧૯૩૯
કારતક સુદી ૧

**શ્રી વટાવ ખાતું સંવત ૧૯૩૮ ની સાલનું**

| જ | ઉ |
|---|---|
| ૨૦] રૈ. પા.૩ માગસર વદી ૮ બુધ | ૧૨૦] રૈ. પા.૫ માહાસુદી ૧૫ શુકર |
| ૩]– રૈ. પા.૪ પૌસ વદી૮ ગુરૂ | ૯॥– રૈ. પા ૧૩આસો વદી૩૦ શુકર |
| ૧૫૦] રૈ.પા.૫ માહાસુદી ૧૫ શુકર | ૧૨૯॥– |
| | ૧૧]–॥ રૈ. પા. ૧૧અસાડવદી૧૦સોમ |
| ૧૭૩]– | ૧૪૫॥–॥ |
| ૨૭–॥ બાકી દેવા સંવત ૧૯૩૯ ના કારતક સુદી ૧ સુધી | ૨૭–॥ બાકી દેવા |
| | ૧૭૩]– |

**શા દુર્લભ શામશાજનું ખાતું સંવત ૧૯૩૮ ની સાલનું**

| જ | ઉ |
|---|---|
| ૨૦] રૈ. પા.૪ પોસ વદી ૮ ગુરૂ | ૨૦] રૈ. પા.૪ પોસવદી ૮ ગુરૂ |
| ૧૬॥॥રૈ. પા.૪પોસ વદ ૮ ને ગુરૂ | ૨૦] |
| ૧]– રૈ પા.૧૪સંવત ૧૯૩૯ના કારતક સુદ ૧ | ૧૮] બાકી દેવા |
| ૩૮] | ૩૮] |
| ૧૮] બાકી દેવા સંવત ૧૯૩૯ ના કારતક ૧ સુધી | |

**શા. મુળચંદ વેણીચંદનું ખાતું સંવત ૧૯૩૮ ની સાલનું**

| જ | ઉ |
|---|---|
| ૪૦૮॥–॥ બાકી લેણા | ૪૦૮] રૈ. પા.૪પોસ વદી૮ ગુરૂ |

૨૦॥–॥ રૈ. પા.૧૪સંવત ૧૯૩૯નાકા
રતક સુદી ૧

૪૨૮॥–॥ | ૪૨૮॥–॥

૪૨૮॥–॥ બાકી લેણા સંવત ૧૯૩૯ના
કારતક સુદી ૧ સુધી

શ્રી ગણોત ખાતું સંવત ૧૯૩૮ની સાલનું

| જ | ઉ |
|---|---|
| ૭૫ રૈ. પા.૧ માહા સુદી ૧૫ શકર | ૨૫૦] રૈ. પા.૭ ફાગણ સુદી ૮ શની |
| ૭૫] | ૨૫૦] |
| ૧૭૫] બાકી લેણા | ૧૭૫] બાકી લેણા સંવત ૧૯૩૯ ના કારતક સુદી ૧ |
| ૨૫૦] | |

જમીન વેચાણ ખાતું સંવત ૧૯૩૮ નો સાલનું

| જ | ઉ |
|---|---|
| ૫૦૦] બાકી લેણા | ૫૦૦] રૈ. પા ૫ માહા સુદી ૧ શુકર |
| ૫૦૦] | ૫૦૦] |
| | ૫૦૦] બાકી લેણા સંવત ૧૯૩૯ ના કારતગ સુદી ૧ |

પા. મોરાર નથુનું ખાતું સંવત ૧૯૩૮ ની સાલનું

| જ | ઉ |
|---|---|
| ૭૫] બાકી લેણા | ૭૫] રૈ. પા.૫માહા સુદી ૧૫ શુકર |
| ૭૫] | ૭૫] |
| | ૭૫] બાકી લેણા ગણોતના ખાતથી |

વત ૧૯૩૯ ના કારતક સુદી ૧

પા રાયજી રામદાસ નું ખાતું સંવત ૧૯૩૮ની સાલનું

| જ | ઉ |
|---|---|
| ૨૫૦] રૈ.પા ૭ બાકી દેવા | ૨૫૦] રૈ. પા. ફાગણ સુદી ૮ મની |
| ૨૫૦] | ૨૫૦] |
| ૨૫૦] બાકી દેવા ગણોતના ખતથી સં વત ૧૯૩૯ ના કારતક સુદી ૧ | |

પા ઓધવ વમનનું ખાતું સંવત ૧૯૩૮ ની સાલનું

| જ | ઉ |
|---|---|
| ૮] અસાડ વદી ૧૦ ને વાર સોમ | ૨૪] રૈ. પા.૭ફાગણ સુદી ૮ સની ની મીતિનું ખાધાનુ ખત લખી લીધું છે |
| ૧૭]ર રૈ. પા.૧૩આસો વદી ૩૦શુકર | ૧]ર રૈ. પા.૧૩આસોવદી ૩૦ શુકર |
| ૨૫]ર | ૨૫]ર |

શ્રી મુંબાઈના શેઠ ગણુપત ઓરધરનું ખાતું સંવત ૧૯૩૮ ની સાલનું

| જ | ઉ |
|---|---|
| ૧૮૩] રૈ. પા.૭ ફાગણ સુદી ૮ સની ભરતીઆની મીતિ માહાવદી ૧૪ | ૧૯૧]=રૈ. પા.૧૨આસો વદી૩૦શુકર |
| ૮]=રા. પા.૧૨આસોવદી ૩૦ શુકર | |
| ૧૯૧]= | ૧૯૧]= |

વ્યાજ ખાતું સંવત ૧૯૩૮ નો સાલનું

| જ | ઉ |
|---|---|
| ૪]. રૈ. પા.૭ ફાગણ સુદી ૮સની | ૮]= રૈ. પા.૧૩આસો વદી૩૦ શુકર |

૮૧]॥ રો. પા.૧૦ વૈશાખ વદ૮ બુધ

૧]≡ રો. પા.૧૨ આસો વદી ૩૦ શુક્ર

૨૦॥-॥ રો. પા.૧૪ સંવત ૧૯૩૮ ના કારતક સુધી ૧

૧૧૨]

૯૮॥≡॥ બાકી દેવા સંવત ૧૯૩૯ ના કારતક સુદ ૧

૪॥-॥ રો. પા.૧૩ સંવત ૧૯૩૯ના કારતક સુદી ૧

૧૩]०।

૯૮॥≡॥ બાકી દેવા.

૧૧૨]

ઢોર ખરીદ તથા વકરા ખાતું સંવત ૧૯૩૮ ની સાલનું

જ

૪૧] બાકી લેણા

૪૧]

ઉ

૪૧] રો. પા ૧૦ વૈશાખ વદી ૮ બુધ

૪૧]

૪૧] બાકી લેણા સંવત ૧૯૩૯ ના કારતક સુદી ૧

પા. ગોવિંદ ગીરધરનું ખાતું સંવત ૧૯૩૮ ની સાલનું

જ

૧૦૩॥-॥ બાકી લેણા

૧૦૩॥-॥

ઉ

૧૦૩॥-॥ રો.પા.૧૦ અસાડ વદી ૧૦ સોમ

૧૦૩॥-॥

૧૦૩॥-॥ બાકી લેણા ૧સા. ..૭૮ ના ખાતાથી સંવત ૧૯૩૯ ના કારતક સુદી ૧

## સરવાયું કાઢ્યું તે.

સંવત ૧૯૩૫ ના કારતક સુદી ૧ ને વાર થની સુધીનું લેણું દેવું ફેતાર્યું છે

જ

૧ા શ્રી જાગુસ પાછલી ખાતે
૨૨૯૫] ખરીદ વકરા ખાતે જમે
૨૭ાાાાશી વટાવ ખાતે
૯૮ાાાાાા વ્યાજ ખાતે
૧૦૧] પાછલા લેણા દેવા ખાતે

૧૮૨૩ાાા
૯૯] શા. ધીરજી ધનશાને ખાતે
૨૨૫ાાા–ા શા. રાયચંદ હીરાચંદને ખાતે
૧૮] શા. દુર્લભ શામરાજને ખાતે
૨૫૦) પા. રાયજી રામદાસને ખાતે

૨૩૧૫ાાાા

ઉ

૧૩ાાા–ાા ખર્ચ ખાતે ઉધાર
૧૭૫] ગણોત ખાતે
૫૦૦] જમીન વેચાણ ખાતે
૪૧] ઢોર ખરીદ ખાતે

૭૩૮ાાા–ાા
૮૩ા ગોપાળ વીઠલને ખાતે
૧૯૯] પા. કાનજી કુંવરજી ખાતે
૪૩૮ાાા–ાા શા. મુળચંદ વેણીચંદ ને ખાતે
૭૫] પા. મોરાર નથુને ખાતે
૧૦૩ાાાાા પા. ગોવિંદ ગીરધરને ખાતે

૧૬૧૭ાા–ાા
૭૯૮ાાાાા સિલિક

૨૪૧૬ાાાા

### નફો તારવી કાઢવાની તારીજ

તારીજ
૭૯૮ાાાા હાલની સિલિક
૮૮૮ાાા ઉધરાણી આસામી જણ પાંચ પાસે છે તે

૧૬૮૭ાાા

૧૬૫]–ા બાદ જાય
૧ા પાછલી સિલિક
૧૦૧) પાછલું લેણું [પાછલું દેવું બાદ કરતાં બાકી રહેલું તે ]

૫૯૨॥।-। દેવા જણ ચારના છે તે

૬૯૫]-।

૯૯૨॥૦॥ાં આ વરસમાં રોકડ મળેલો નહીં [ જમીન, ઢોર, ગામ, વિગરે ખરીદ કરેલાં જે સિલિક છે તે સિવાય ]

## વ્યાજવહી વિષે સુચના.

૧—ખતમાં લખેલી રકમનું વ્યાજ કાઢવાને કેટલાક ગામોમાં એવી રીત જોવામાં આવે છે કે દિવાળી બાકી વ્યાજ કાઢવું હોય તો ખતની મિતીથી એક વર્ષનું વ્યાજ કાઢી મુદલમાં મેળવીને તે રકમનું બીજાવર્ષનું વ્યાજ કાઢે છે એ રીત ખતની મિતીને જેટલાં વરસ થયાં હોય તેટલીવાર ગણે છે તેને દીવાળી બાકી કહે છે પણ ખરું જોઇએ તો એનું નામ દીવાળી બાકી વ્યાજ કહેવાય નહીં પરંતુ એ વ્યાજને વર્ષ બાકી કેહેવું જોઇએ.

દીવાળી બાકી વ્યાજ તો એવી રીતે કાઢવું જોઇએ કે ખતમાં લખેલી મિતિથી તેજ વર્ષની દીવાળી સુધી ( તે પછીની સાલના કારતક સુદી ૧ સુધી) વ્યાજ કાઢીને મુદલમાં મેળવવું અને તે રકમનું આવતા કારતક સુદી ૧ સુધીનું એ રીતે દીવાળીએ દીવાળીએ વ્યાજ કાઢી મેળવતા જવું [આવી રીતનું વ્યાજ, વ્યાજવહીમાં નંબર ૧ વાનું છે તે જોવું]

૨—વ્યાજમાં વારોવાર કાપવામાં આવે છે તે શું? આપણું વર્ષ ૩૫૪ દિવસનું છે અને આપણે ૩૦ દિવસના મહીના લેખે વર્ષ ૩૬૦ દિવસથી હિસાબ ગણીએ છીએ તેથી બાર મહીને ૬ દિવસ અને એક મહીને ૦॥ દિવસ વધારે ગણવામાં આવે છે, તેથી જેટલા કુલ મહીના [ કુલશર ] આવે તેના અરધા દિવસ કાઢી નાંખવા જોઇએ તેને વારોવાર કાપા કહે છે.

૩—કેટલાએક ગામોમાં વારોવાર કાપવાનો ચાલ નથી ત્યાં વારોવાર કાપ્યા સિવાય વ્યાજ કાઢવું

૪—કેટલાંએક શેહેરો અથવા ગામોમાં ઉપર કલમ ૨ જીમાં કહ્યા પ્રમાણે વારોવાર કાપવામાં આવે છે તે ગામોમાં વારોવાર કાપીને વ્યાજ કાઢવું.

૫—કેટલાંક શેહેરોમાં ઉપરની કલમ ૨ જી પ્રમાણે પણ વારોવાર કાપવ

રીત નથી પણ પ્રથમ આપણે જેમ ગણીએ છીએ તેમ મહીના મૂકે છે પછી વાર ગણીને તે ઉપર જેટલા દિવસ આવે તેટલા મૂકે છે પાછળથી અર્ધા દિવસ લેખે કાપવાની જરૂર રહેતી નથી તે ગણવાની રીત નીચે પ્રમાણે.

પ્રથમ પેહેલી તરીખના દિવસથી બીજી તરીખના દિવસ સુધી મહીના અને દિવસ નકી કરવા. ત્યાર પછી જેટલા મહીના આવ્યા હોય તેનું અર્ધ કરતાં જે આવે તેટલા દિવસ નકી કરેલા મહીના તથા દિવસમાંથી બાદ કરવા. પછી જોવું કે કેટલા મહીના અને કેટલા દિવસ થાય છે જો મહીના ઉપર પંદર કરતાં ઓછા દિવસ ન હોય તો અર્ધો મહીનો ગણી લેવો; ને પંદરથી ઓછા હોય તો મહીના જોડે તે દિવસો રહેવા દેવા. ત્યાર પછી જેટલાં [illegible] આવ્યાં હોય તેટલાવાર પેહેલી તારીખના વારથી (પેહેલા તરીખનો વાર ગણતીમાં લેવો નહીં) પડતા મુકવા. પછી આગળ છેલી તરીખના વાર સુધી ગણી જવું પણ એ જગાએ જરા વધારે ધ્યાન આપવાનું છે. કેમકે છેલી તરીખનો વાર તો થોડા દિવસ ગણતાં પણ આવી પોહોચશે માટે ત્યાં સુધી જઇ અટકવું નહીં પરંતુ પ્રથમ કાઢેલા મહીના ઉપર જેટલા દિવસ આવેલા હોય તેટલા દિવસની લગભગ બીજી તરીખનો કહેલો વાર આવેલો હોય તે વાર સુધી ગણવું [છેલી તરીખનો વાર ગણતીમાં લેવો] એમ કરવાથી જેટલા દિવસ આવશે તે આવેલા મહીના ઉપર મુકી દેવા એ નકી દિવસ થયા એમ સમજવું. દાખલો જેઠ સુદ ૧૦ શનીથી આસો સુદી ૧૦ ર-વી સુધી કેટલા માસ ને દિવસ થયા.

| | | | |
|---|---|---|---|
| | ૫ | | માસ આવ્યા. |
| અર્ધા દિવસ લેખે. | ૦—૨॥ | | દિવસ જાય [ |
| | ૪॥ | ૧૧ | એનાં પખવાડીઆં નવ છે મા- |

ટે શનીથી નવ દિવસ પડતા મુકયા તેથી સોમ સુધી આવ્યા ત્યાંથી બીજી તરીખના રવી સુધી ગણતાં ૧૩ દિવસ આવ્યા માટે તે માસ ૪॥ દિ. ૧૩ જવાબ [સહરણ દાખલો ટીપણામાંથી કાહાડી ફરી બતાવ્યો છે.

| મા. | દિ. | દિવસ |
|---|---|---|
| | — | |
| ૪॥ | ૧૩ | ૧૪૮ |

૬—ખાંધુ અટકે તો ખાંધાંનું વ્યાજ વાસ્તવિક રીતે જોઇએ તો પેહેલા ખાંધાના વાયદાની મિતીથી દિવાળી સુધી ગણવું જોઇએ. તેમજ બીજ

બાંધાના વાયદાની મીતીથી દિવાળી સુધી એ રીતે જેટલાં બાંધાંના હ-પતા હોય તેટલીવાર જુદા જુદા માસ આપવા જોઈએ પણ વેપારી લોકો એ રીતે ગણતા નથી પણ નીચેની રીતથી ગણે છે.

બાંધાં ભરવાને કુલ જેટલા માસ ઠરાવેલા હોય અને એકે બાંધુ ભરાયું ન હોય તો ઠરાવેલા માસના અર્ધ માસ કરી તેટલા માસનું ખતમાં લખેલી આખી રકમનું વ્યાજ ગણી લે છે અને જો કદાપી કેટલાક માસનાં બાંધાં ભરાયાં હોય તો જેટલા માસનાં ભરાયાં હોય તેટલા માસ ઠરાવેલા કુલ માસમાંથી બાદ કરીને તે બાકીના અર્ધ મહીનાનું બાકી રહેલી રકમનું વ્યાજ ગણી લે છે.

દાખલો.

ધારો કે રૂ ૨૪] નું બાંધુ દર મહીને રૂ ૨] ભરે એ રીતે માસ બારે બાર બાંધાં પુરાં કરવાનાં છે પણ તેમાં એકે બાંધું ભરાયું નથી ત્યારે બારનું અર્ધ ૬ મહીનાનું રૂ ૨૪] નું વ્યાજ ટકા ૧ ની તરીએ દોકડા ૧૪૪ થાય છે. તેથી વ્યાજ મુદલ મળી રૂ ૨૫॥ થયા. વળી ધારો કે પેહેલાં બે બાંધાં ભરાયાં છે, ત્યાર પછી દસ બાંધાં અટક્યાં છે; તેથી માસ બારમાંથી બે માસ જતાં માસ દસ બાકી રહ્યા તેનું અર્ધ એટલે માસ પાંચનું રૂ ૨૦] નું વ્યાજ ટકા ૧ લેખે રૂ ૧] થયા માટે વ્યાજ મુદલ મળીને રૂ ૨૧] થાય છે.

---

## વ્યાજવહી.

પા. ગોપાળ વીઠલનું વ્યાજ કાઢયું છે (ખતનું)

| ૪ | ૯. |
|---|---|
| | ૮૭૫ રૂ૧૨૫] સંવત ૧૯૩૫ના ચૈતર સુદી ૧<br>મા. ૭ |
| | ૨૯૮ા રૂ૫૦] સંવત ૧૯૩૫ના વૈશાખ સુદી ૨<br>મા. ૫ા ૧૪ |
| | ૧૩૮ા રૂ૨૫] સંવત ૧૯૩૫ના ચૈ- |

શાખ સુદી ૧૫
મા. ૫॥ ૧ ૢ

૧૩૧૧॥

૨૧॥ વારીવાર જાય

૧૨૮૯॥

તારીજ

જ ઉ

૨૦૦] બાકી લેણા
૧૨॥૧૪॥ વ્યાજના શર ૧૨૮૯॥
તેરીખ ટકા ૧ લેખેથી

૨૧૨॥૧૮॥

જ ઉ

૨૭૬૭॥૨૧૨॥૧૪॥ સંવત ૧૯૩૬
ના કારતક સુદી ૧
મા. ૧૩

૪૧ તેમાંથી વારીવાર જાય

૨૭૨૧॥

તારીજ

૨૧૨॥૧૪॥ બાકી લેણા
૨૭]૨૧॥ વ્યાજના શર ૨૭૨૧॥
રીખ ટકા ૧ લેખેથી

૨૪૦]૧૧॥

જ ઉ

૨૮૮૧॥૨૪૦]૧૧॥ સંવત ૧૯૩૭ના
કારતક સુદી ૧
મા. ૧૧

૪૮] વારીવાર જાય

૨૮૭૩।

તારીજ

૧૪૦]૧૧।। બાકી લેણા
૨૮।૮। વ્યાજના થર ૨૮૭૩। તેરીખ
ટકા ૧ લેખેથી

૨૬૮।૧૭।।।

ઉ

૧૮૦૭।।૩૨૬૮।૧૭।।। સંવત ૧૯૩૮
ના વૈશાખ વદી ૮
મા. ૬।। ૭

૩૦।

૧૭૭૭।

તારીજ

ઉ

૨૬૮।૧૭।।। બાકી લેણા
૧૭।।।૨। વ્યાજના થર ૧૭૭૭। તેરી
ખ ટકા ૧ લેખેથી

૨૮૬]૨૨
રૂ. પા.
બાકી લેણા સંવત ૧૯૩૮
ના વઇશાખ વદી ૮ સુધી

મુંબાઈના શેઠ ગણપત ગીરધરનું બ્યાજ કાઢયું છે.

જ ઉ.

૧૧૫૩ ૩૧૮૩) માહા વદી ૧૪ વાર
મા. ૯) ૧
બાકી દેવા સંવત ૧૯૨૮ના
આસો વદી ૩૦ ને શુક્ર

---

૭॥ પારાવાર

૧૬૨૫॥

---

તારીજ

૧૮૩) બાકી દેવા મુદલ

૮]≈ વ્યાજ સર ૧૬૨૫॥ દા.

૩૦॥ લેખે

---

૧૯૧)≈

રૂા. પા. ૧૨

પા. ઓધવ વનનનું વ્યાજ કાઢયું છે. [ ખાંધાનું )

---

જ

૩૮) અસાડ વદી ૮ ને વાર સોમ

૬૨૦) ખાંધાનું ખત લખ્યા મિતિ ફાગણ સુદી ૮

---

૬૪॥ ૩ ૮] ખાંધાં નંગ બે ભરાયાં છે તે બાદ

૧૪।૩૪] ૩॥૨ }
૧૦।૩૪] ૩॥૨ } *

૩૧] ૩૧૬] બાકી લેણા

૫૬॥ માસ ૨ ખાંધા નંગ ૪ બાકી રહ્યાં તેના માસ

---

તારીજ

૧૬) બાકી લેણા મુદલ

૦॥– વ્યાજ સર ૫૬॥ ટકા૧ લેખેથી

---

૧૬॥–

---

* સદરહુ બે ખાંધાં ઠરાવેલી મુદતે ભર્યાં નથી પહેલું ખાંધું મુદત વીત્યે સાડાત્રણ મહીના ને બે દીવસ પાછું ભર્યું ને બીજું સાડી મહીના ને બે પાછું ભર્યું છે તેથી તેનું વ્યાજ લેણદારે ગણી લીધું છે.

જ

ઉ

૬૧॥રૂ૧૬॥–પ્રથમ શ્રાવણ સુદી ૮
મા. ૩॥૭

૬૧॥

તારીજ

ઉ

૧૬॥– બાકી લેણા મુદલ
૦॥– વ્યાજ સર ૬૧॥ દા. ૧ ૧
ઉપેથી

૧૦)ત્ર
રો. પા. ૧૩
સંવત ૧૯૩૮ ના આસો વદી૩૦
સુધીના

ચા. શામચંદ હીરાચંદનુ વ્યાજ કાઢયું છે

જ

૧૦૪ રૂ૧૦૧] માગસર વદી ૮ બુધ
૫૬ રૂ૯૮] ૧
૫ રૂ ૨) ૨॥
૨૦૦ રૂ૧૨] માહા સુદી ૧૫ શુક્ર
૧૫૧ રૂ૧૯૭) ૦॥૮
૪૯ રૂ ૧૫) ૩)૮
૬૩૨॥રૂ૩૧૮) અસાડ વદી ૧૦ સોમ
૦ રૂ ૫૬)
૬૩૨॥રૂ૨૨૨) ૪'૧

બાકી દેવા સંવત ૧૯૩૯ના
કારતક સુદી ૧ ને વાર ૨
ની સુધી

ઉ

રૂ૯૯) પોસ વદી ૮ ને ૭
રૂ૧૯૯) ફાગણ સુદી
૦ રૂ ૨
૦ રૂ ૧૯૭)
૧૯૮॥રૂ૧૧૧) વૈશાખ વદ
૦ રૂ ૧૫]
૧૯૮॥ રૂ૯૬) ૨ ) ૨